


જ. દ. ખંધેડીઆ.

ધી જનરલ બુક ડીપો.

એમ. નાટીલાલની કું. ભાગવાડી, મુંબઈ, ૨

# દોઢ ડહાપણ સાગર

## હાસ્ય રસથી ભરપુર

[ નવાબ અક્કલબાજ ખાનના રમુજી લેખોનો
બીજો સંગ્રહ ]

:: લેખક ::


જદુરાય ડી. ખંધડીઆ



:: પ્રકાશક ::

ધી જનરલ બુક ડીપો.

બુકસેલર્સ અને પબલીશર્સ

પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. ૨





આવૃતિ ૧ લી. પ્રત. ૧૦૦૦

સંવત ૧૯૮૫  સને. ૧૯૨૮

કિંમત, રૂ. ૧-૮-૦

# મંગળા ચરણ !

ગુજરાતી સાહિત્ય બજારમાં હાસ્યરસની મીઠાઇઓ બનાવીને વેચવાની મેં પહેલી દુકાન (પહેલું પુસ્તક) ખોલી ત્યારે મેં તેનું નામ પાડયું: "બુદ્ધિનું બજાર" એટલે કે તે 'હેડ ઓફીસ' ઠરી. હવે કદરદાન ગુજરાતી જનતાની કૃપાએ કરીને એ ધંધો ધમધોકાર ચાલતો થઇ ગયેલો હોવાથી આ "પહેલી બ્રાંચ" (યાને હાસ્યરસના લેખોનું બીજું પુસ્તક ) ખોલવાનું ભાગ્ય પ્રાપ્ત થાય છે. આજે અંહી આ શાખા ખુલ્લી મુકવાની જે વિધિ કરવામાં આવે છે તેને "મંગળા ચરણ"નું નામ આપું તો હું નથી ધારતો નાટક વાળાઓ મારા પર તફડંચીનો આરોપ મેલે !

ખરી વાત છે કે "હાસ્ય રસ"ને મેં મારો આ જીવન વિષય ( Life's cause ) બનાવ્યો છે. શરૂઆતથી તે અત્યાર સુધી એ રસની બનાવેલી મીઠાઇઓ (હાસ્ય રસના લેખો અને વાર્તાઓ) નો મેં જાણે ઢગલો કરવાનો નિશ્ચય કર્યો હોય તેમ હું એક પછી એક પુસ્તક "ગુજરાતને માથે લાદતો" જાઉં છું ? એ જો ગુન્હો હોય તો હું ગુન્હો કબુલી લઉં છું–I plead guilty. અલબત્ત એક શરતે કે સજા ખમીશ તોયે હું મારા માર્ગમાં આગળ વધતાં અટકવાનો નથી અને ઇશ્વર કૃપા હશે તો હું ગુજરાતી સાહિત્યમાં **વિવિધ રમુજ** ના "પુસ્તકોનું પ્રદર્શન" ભરી બતાવીશ !

**એ "વિવિધ રમુજ"** એટલે ? "એમ કદાચ કોઇ પૂછશે. મારે મતે જગતને પદ્ધતિસર કેમ હસાવવું તેનું એક ખરેખરૂં શાસ્ત્ર છે. ન હોય તો સરજી શકાય તેમ છે. યુરોપ–અમેરિકા આ પદ્ધતિસર હસાવવાની કલા Scientific Humour માં ઘણું આગળ વધ્યું છે આપણે પાછળ રહી ન જઇએ એ માટે વેળાસર "ચેતીએ" એ "ચેતાવવાના "કામમાં દીવાસળી ચાંપવાની હું આ તકે રજા લઉં છું.

બુદ્ધિનું બજાર" મેં લખ્યું ત્યારે તેનાપર લગાવેલા "પાટીયાં'માં મેં હાસ્ય શાસ્ત્ર માટે કંઇક આછું આછું કહેલું. પણ તે બહુ કાચા સ્વરૂપમાં હતું. ત્યાર પછી અનુભવે ઘણું ઘણું જાણવાનું મળ્યું. વિચારવાનું મળ્યું; સંશોધન કરવાનું મળ્યું, એનું કંઇક પરિણામ કરાંચીમાં ૧૯૨૮ના જુલાઇ માસમાં એક રવિવારની સાંજે ગુજરાતી ગ્રેજ્યુએટસ એસોશીએશન સમક્ષ ભાષણ રૂપે રજુ થયેલું ત્યાર પછી પણ હું શાન્ત નથી બેઠો અને હાલ કેટલાક અંગ્રેજી પુસ્તકો દ્વારા મારૂં સંશોધન આગળ વધારી રહયો છું જેના ફળ રૂપે એક શાસ્ત્રીય લેખ આ પછીના પુસ્તકમાં આપવાની આશા રાખું છું.

કોઇ કહેશે:""દોઢ ડહાપણ સાગર"માં **બીજું** શું હોય ? આટલી મહેનત ઈશ્વર ભજન કરવામાં લે; તો ત્રીજે દહાડે પ્રભુ પ્રસન્ન થઇ જાય "! એમ તો મોટર ગાડીનો વ્યવહાર સાચવનારો સિપાઇ જે આકાશ તરફ એક હાથ ઉંચો કરીને આઠ કલાક ઉભો રહે છે તેને પણ ઉપલી ટીકા લાગુ પાડી શકાય?એવી ટીકાથી હું નથી ધારતો શુકરવાર વળે; ઉલ્ટું સીપાઈ જો તેના પર વિચાર કરવા લાગે તો "એકજ દિશા તરફ પાંચ ફુટને અંતરે સરખી ગતિએ દોડતી મોટરો" અફળાઈ પડે તેમ છે ? સિપાઇનું ગમે તે થાઓ, હું તો મારી વાત કરૂં મારે તો "શ્રી હાસ્યનારાયણને " પ્રસન્ન કરવાનું તપ ચાલતું હોય ત્યાં પછી ઉપલી ટીકા દાળમાં નાંખવામાંય કામ આવે તેમ નથી ! મારા પ્રભુ પણ 'એ' હોય ત્યાં મને શી ચિંતા ? અન્ય રમુજી લેખકો "હાસ્ય–સાહિત્ય"નેજ પોતાના ધર્મ, કર્મને ધંધો શું ન માની શકે ?

હું તો નવરો છું. ! ! !

મુંબાઇ. સં. ૧૯૮૪ની બળેવને દિવસે નવી રાખડી બાંધ્યા પછી તરતજ !

લી. નમ્ર સાહિત્ય સેવક
**જદુરાય ડી. ખંધડીઆના**
જય હાસ્યનારાયણ.

# અનુક્રમણીકા


| વિષય | પૃષ્ઠ |
| --- | --- |
| ( ૧ ) માણુસ બનાવવાનું કારખાનું | ૧–૧૦ |
| ( ૨ ) માણુસ! જુદી જુદી દૃષ્ટિએ ! | ૧૧–૨૩ |
| ( ૩ ) દુનીયામાં દાઢીનું સ્થાન ! | ૨૪–૩૩ |
| ( ૪ ) આખા ગામની ફીકર ! | ૩૪–૪૮ |
| ( ૫ ) કન્યા વિક્રયથી થતા ફાયદા | ૪૯–૫૨ |
| ( ૬ ) થોડું ખાઓ | ૫૩–૬૦ |
| ( ૭ ) ગુજરાતી ચોપડીઓની લડાઇ | ૬૧–૬૭ |
| ( ૮ ) વિચિત્ર પાટીએ ! | ૬૮–૭૩ |
| ( ૯ ) સામાયિકોની નાત અને તેમના કેટલાક રીવાજો | ૭૪–૮૦ |
| ( ૧૦ ) બાળ લગ્ન | ૮૧–૮૩ |
| ( ૧૧ ) ૧, લી તારીખ | ૮૪–૯૦ |
| ( ૧૨ ) કજીઆ બેગમનો ફોજદારી કાયદો | ૯૧–૧૦૦ |
| ( ૧૩ ) ચાહની હોટલ | ૧૦૧–૧૦૮ |
| (૧૪) પાયધુનીથી પાલવા બંદર | ૧૦૯–૧૧૭ |
| (૧૫) શોધી કાઢવાની રીત ! | ૧૧૮–૧૨૪ |
| (૧૬) પટેલ કમીશન ! | ૧૨૫–૧૩૧ |
| (૧૭) બુદ્ધી, માથા ફોડ, અને મગજદશા ! | ૧૩૨–૧૩૯ |
| (૧૮) આપઘાત મહાત્મ | ૧૪૦–૧૪૬ |



ધી "સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઈ ત્રિકમલાલે છાપી. ઠે૦ પાનકોરનાકા–અમદાવાદ.

# શ્રી વસંતાર્પણ!

## મારો નાનો ભાઈ



જે જુવાન

જરા નાનકડો

વધારે ભાવનાવાદી

પણ

પૂરેપૂરો હસતો ને રમતો

હસાવતો ને રમાડતો

એ જુવાન

**ચિ. વસંતરાય દુર્લભજી ખંધેડીઆને**

તેના મોટાભાઈનું

આ ફોક ડહાપણ

શ્રી વસંતાર્પણ!

મોટા ભાઈ જદુ.

## માણસ બનાવવાનું કારખાનું.

દુનીઆમાં કોઇ પણ ચાર માણસોની ઘડીઆલો ભેગી કરીને જુઓ તો તમને જણાશે કે એક પણ ઘડીઆલ બીજી સાથે મળશે નહિ! કોઇમાં રા વાગ્યા હશે, તો બીજીમાં સ્હાડા બેમાં સ્હાડાબે મીનીટ ઓછી હશે, ત્રીજીમાં વધુ હશે, તો ચોથીમાં બરોબર રા સેકંડનો ફેર તો જરૂર હોવાનો!

આવો એક બીજો દાખલો તાળા ચાવીનો છે. જો તાળા બનાવવાના કારખાનાવાળાઓ એકજ ચાવીના તાળા બનાવે તો તેના તાળા તેની ફૂઈબા પણ ખરીદે નહિ! કારણ કે એકજ ચાવીના તાળા બનાવવાથી એક તાળું વાપરનાર માણસ બીજા તાળા વાપરનારને ત્યાંથી ચોરી કરી શકે, જે ચોરીનો માલ પોતાને ત્યાં એકજ રાત રહેવા દે ત્યાં બીજીજ સવારે તેનો ખરો માલીક પોતાનો માલ પાછો ચોરી જઈ શકે તેવા સંભવ છે! પરિણામે તેને દરેક તાળુ એવું બનાવવું પડે છે જેને બીજા તાળાની ચાવી ન લાગી શકે.

મારા ધારવા પ્રમાણે પ્રભુએ માણુસ બનાવતી વખતે આ તાળાના કારખાનામાં અનુભવ લીધો હશે અથવા તેની યોજના પ્રમાણેજ માણુસ બનાવવાની યોજના ઘડી હશે! એમ કર્યું હોવુંજ જોઇએ કારણ કે એને લીધેજ 'છોટાલાલ' છાપના આપણે ચાર માણસો ભેગા કરીએ તો દરેક જુદી જુદી જાતના જુદા ધંધાવાળા, જુદા સ્વભાવના અને જુદા દેખાવના જણાશે! એકનું મોઢું લાંબુ હશે અને જીવ ટુંકો હશે ત્યારે બીજાનું માથું નાનું હશે પણ ખરચ મોટો હશે; ત્રીજો તો વળી જીવ, માથું અને મિલ્કત બધેથીજ ટુંકો હશે જ્યારે ચોથો એ ત્રણે પદાર્થો માટે માથું ખંજવાળતો હશે!

પણ ભલેને પ્રભુએ જુદી જુદી તરેહના તાળા ચાવી જેવા માણુસો ઘડયા, તે સામે મને વાંધો નથી અને કોઇને વાંધો નહિ હોય. જો વાંધો લીધો હોત અને એકજ ટાઇ-

પના માણુસો બનાવવા ઇશ્વરને કોર્ટના ઇંજંકશન દ્વારા ફરજ પાડી હોત તો બનવા જોગ છે કે દિલ્હીવાળો છોટાલાલ મુંબઇવાળા છોટાલાલની મિલ્કતનો માલીક બની જાત અને મુંબઇવાળો છોટાલાલ વડોદરાવાળા છોટાલાલને સાસરે ભૂલમાં પહોંચી જાત! આ બધો 'સંશય કલ્લોલ' નથી થતો ને સૌ પોતપોતાનું સાચવીને ફોડી શકે છે તે પ્રભુની પેલી યોજનાનો પ્રતાપ છે. પરંતુ પ્રભુએ માણુસ ઘડવામાં એક બીજી જે મોટી ગંભીર ભૂલ કરી છે તે તો કદી માફ થઇ શકે તેવી નથી. અને તે સામે માત્ર વાંધો નહિ; પરંતુ આખી દુનીઆમાં ઠેર ઠેર સભાઓ બોલાવી જબરજસ્ત પ્રોટેસ્ટ અને શોરબકોર ઉઠાવવો જોઇએ. એ ભુલનેજ પ્રતાપે દુનીઆ દુઃખી છે. એ ભુલનેજ લીધે ગાંડાની ઇસ્પીતાલોમાં સખત દરોરો છે, એ ભુલનેજ લીધે દુનીયામાં લડાઇઓ થાય છે. એ ભુલનેજ લીધે હેરકટીંગ સેલુનવાળાઓને બેવડી ઘરાકી થતી નથી, ને માથાના તેલવાળાઓના બાટલા ઓછા વેચાય છે! એ ભુલનેજ લીધે માથામાં એક લાકડી વાગતાં માણુસ હોસ્પીટાલને શરણે જાય છે. એ ભુલનેજ લીધે વિદ્યાર્થીઓને ભણુવામાં વધારે તકલીફ પડે છે. નખમાં ફોલ્લી થાય ને પંપાળીને મોટી કરે તેવા શેઠીઆઓને સાંજ સવાર મગજને આરામ આપવા માટે જીમખાના કલબ કે નાટક સીનેમાને આશરે જવું પડે છે તે પણ એ 'એકજ ભુલ'નો પ્રતાપ, કલાર્ક અને મહેતાજીઓના મગજ ખાલી પડી જાય છે તે માટે પણ એજ ભુલ જવાબદાર છે. ટુંકામાં આખી દુનીઆમાં દુઃખના જેટલા રોદડાં ગવાય

છે તેટલા બધા એ ભુલને આભારી છે ! આટલી સજ્જડ દુનીઆમાં ઉથલપાથલ કરનારી એ ભુલને કાયદાની ભાષામાં "ફોજદારી અપરાધ" રાજ્યદ્વારી ભાષામાં "જોહાકીદાર" ડાકટરી ભાષામાં "બીજાના પ્રાણઘાતક જંતુ" સાક્ષરી ભાષામાં "બુદ્ધિદોષ" છાપાંની ભાષામાં "કારખાનાનો ભુત" વગેરે જેટલા વિશેષણો આપીએ તેટલાં ઓછાં છે ! કોઇ કહેશે; 'માણુસને ઘડવાનો ઇશ્વરને માણુસ તરફથી આવો બદલો ?" પરંતુ તે વ્યાજબીજ છે, કારણ કે જેમ ખૂનનો બદલો ખૂનથીજ અપાય છે તેમ ભુલનો બદલો ભુલથીજ વાળવો જોઇએ ! ઇશ્વરને ઇલકાબો આપવામાં જ્યાંસુધી આપણે ઉપર પ્રમાણેની મોટી ભુલો નહિ કરીએ ત્યાંસુધી તેની આંખો ઉઘડે તેમ નથી અને હજારો વર્ષથી ચાલી આવતી તેની જબરજસ્ત ભુલ સુધરે તેમ નથી !

આ લેખ લખાયા પછી ચાર દીવસમાં જો ઇશ્વર એ ભુલ નહિ સુધારી લે તો પછી ભુલ સુધારવાનો તેનો હક્ક જપ્ત કરવો જોઇએ અને માણુસોએ ઇશ્વરની હરિફાઇમાં નવા માણુસ બનાવવાના ઠેરઠેર કારખાનાં ઉભા કરવા જોઇએ.

આવા કારખાના સ્થાપવાથી અનેક ફાયદાઓ થાય તેમ છે જેવા કેઃ—

૧. તે પ્રભુની મોટી ભુલ સુધારી શકાય.
૨. હાલના માણુસોને રોજી મળે-જો કે જે નવા માણુસો બન્યા તેનું શું કરશું એ એક પ્રશ્ન ઉપસ્થિત થશે ! પરંતુ દરેકને એજ ઉદ્યોગ સોંપવાથી અને મોટા મશીનથી હજારો માણુસ બનાવવાને બદલે રેંટીયા જેવા

એક નાનો ગૃહોપયોગી માણુસ બનાવનાર સંચો તેને સોંપવાથી તે આખા દિવસમાં બહુ બહુ તો પંદરેક દાંત, અડધોક કાન અને ત્રણચતુર્થાંશ માથું બનાવી શકશે. એટલે માલ પણ વધી નહિ પડે તેમજ રોજીના પ્રશ્નનો પણ સ્હેલાઇથી નીકાલ થશે.

૩. વૈજ્ઞાનિક ઢબે છેલ્લામાં છેલ્લી ફેશનનો માણુસ પણ શોધખોળ કરીને બનાવી શકાય, તેમજ રોજ નવનવી ડીઝાઇનના માણુસો જેવા કે ફુટબોલ જેવા ગોળ, ધોકા ફેશન, કડછી ફેશન, ટેબલ જેવા લંબચોરસ, દુધી જેવા લંબગોળ, ત્રીજોરી જેવા સમ ચોરસ, અને છેલ્લે કાટખૂણા ફેશન, ત્રિકોણ આકાર વગેરે વગેરે. તેમાં જાતજાતના મસાલા નાંખી તીખા, મીઠા, ખારા, ખાટા, કડવા પણ બનાવી શકાય; જાત જાતની સુંગંધી નાંખી ફુલો જેવાં સુંગંધીદાર પણ બનાવી શકાય. તરેહ તરેહની ચીઝી ટીકી દોરીયા વગેરે નાંખી ફેન્સી કાપડના તૈયાર બનાવેલા કપડા જેવા પણ બનાવી શકાય, અને અનેક ધાતુઓ તેના શરીર પર મઢી લેવાથી તે ધોળો પીળો થઇને પણ ફરી શકે ! આવા મિશ્રણો કરવાથી કાપડ, ઘરેણાં, અત્તર વગેરે અનેક ઉપાધિઓ મટી જશે.

ટુંકમાં વિજ્ઞાનની મદદથી માણુસો 'વરસાદપ્રુફ, 'ફાયર પ્રુફ' 'તડકાં પ્રુફ' 'ટાઢ પ્રુફ' 'રોગ પ્રુફ' 'ગુસ્સા પ્રુફ' 'માર પ્રુફ, અને 'મરણ પ્રુફ' પણ બનાવી શકાય તેમ છે ! બૈરાંઓ 'કજીયા પ્રુફ' પણ બનાવી શકાય—જો તેમની જીભમાં પાશેર

સાકર વધારે નાંખી હોય તો! તેમની આંખમાં પાણીનો ભાગ જરા ઓછો નાંખવાથી એ નારી જાતિના માણુસો 'આંસુ પ્રુફ' પણ બની શકે!! છોકરાંઓમાં વાંદરાઓની મસ્તી ઉપજાવનાર 'પવન' તો મા–બાપો માથું પટકીને મરી જાય તોય એક તોલો પણ ન નાંખવો!!!

આવા માણુસ બનાવવાના કારખાના ખોલવાથી મારે મતે જગત્ આશીર્વાદના વરસાદ વરસાવશે અને કારખાનાના માલીકને એટલી બધી ઘરાકી ફાટી પડશે કે તે જો લીમી-ટેડ કંપની ચલાવતો હશે તો ૧૦૦ રૂપીઆના શેર પર લાખો રૂપીઆની કીંમતના હજારો માણુસનું ડીવીડંડ આપવા છતાં તેની પાસે 'કીંમતી ધન' વધી પડશે. એટલો બધો નફો આ ધંધામાં છે.

પરંતુ બે અને ત્રણ નંબરના ફાયદાઓ તો થાઓ કે ન થાઓ, મુખ્યત્વે જે પહેલા નંબરનો ફાયદો છે તે તો જીવ જતાં પણ જતો કરવો ન જોઇએ. પ્રભુની એ ભુલ માટે આપણે માણુસો આકાશ પાતાળ જેટલું એક કરીએ તેટલું ઓછું છે.

[ એક ખાનગી નોંધઃ–મારી પાસે એક મિત્ર ઉભો રહીને આ લેખ વાંચ્યા કરે છે અને આ ઠેકાણે મને કહે છેઃ "પણ અક્કલ, તું પ્રભુની ભુલ ભુલ કુટયા કરે છે પણ તે ભુલ કઇ તે તો હજી સુધી તેં કહ્યું નથી–" જો કે એ ભુલ કહેવાનું હું ભુલી ગયો નથી અને ભુલી ગયો હોઉં તો પણ દુનીઆમાં કોઈ સીધી રીતે ભુલ કબુલ કરવાનો રિવાજ નહિ હોવાથી હું ભુલ કબુલ કરૂં તેવો પણ નથી છતાં મારે

ન છુટકે હવે એ કોથળામાંનું બીલાડું બ્હાર પાડવું પડશે. મારી તો ઇચ્છા હતી કે એ ભેદ રહેવાજ દેવો ને તેના પરથી પડદો કદી ન ઉપાડવો, જેથી કરી એ ભેદ એક રૂપીઓ ફી આપીને જાણવા માટે મારે આંગણે વાંચકોનો દરોરો પડે ? પરંતુ આ મિત્રના આગ્રહને વશ થઇને આખરે એ ભેદ અહીં હવે રજુ કરીશઃ—લેખક

પ્રભુની એ ભુલ તે એજ કે એણે માણસને દરેક અંગ એવડાં આપ્યા, જેમ કે બે પગ, બે હાથ, બે કાન, બે આંખ, બે નસ્કોરા, બે જડબાં, બે હોઠ, વગેરે; જેમ એક મોટરની પાસે એક ટાયર ફાજલ ( spare part) હોય છે જેથી કરી એક ફાટે તો બીજું તરત ચઢાવી કામ ચલાવી શકાય છે, તેમ માણસ પાસે પણ એક પગ ભાંગે તો કામ ચલાવવા માટે બીજો પગ છે, એક હાથ દાઝે તો બીજે હાથ કામ ચલાઉ ખાઈ શકે છે અને એ પ્રમાણે ફાજલ અંગો આપવામાં ઈશ્વરની દીર્ઘદ્રષ્ટિ અને મોટપ છેજ. પરંતુ તેણે માણસને એકજ માથું આપ્યું તે જબરજસ્ત ભુલ કરી છે. એ મારા ધારવા પ્રમાણે દરેક એક માથાવાળો માણસ જોઇ શકાશે ! એક ચોપડી વાંચતાં વાંચતા કાલ ઉઠીને માથું કંટાળી જાય તો તેને તેલ ચોળવા માટે હોસ્પીટલમાં મોકલી ખીંટી પરથી ધડાક લઈને બીજું માથું પહેરી લીધું એવું ધનભાગ્ય ક્યાં છે ? બે માથા ઇશ્વરે આપ્યા હોત તો કોઇ માણસનું એકનું એક માથું ફરી જાય ત્યારે તેને બીજું માથું પહેરવાની સલાહ આપી શકાત ! કોઈ માણસ માથું ખોઈ બેસે તો તેને પણ બીજું

માથું કામ લાગત. દરેક માણુસને બાલ કપાવવા માટે અડધો કલાક ખોટી ન થવું પડે પરંતુ એક માથું તેને સોંપી બીજું માથું ધડ પર ચડાવી કહી શકાય; ' કે ભાઇ તૈયાર કરી રાખજે હમણાં છોકરીએ માંગ્યો છે માટે ' મગજ ' લઇને આવું છું ! " માથું મેલું થાય ત્યારે ધોબીને ત્યાં મોકલી શકાય. ' માથું ભાગે ' ત્યારે તેને હાડવૈદ્ય ( કદાચ માથાવૈદ્ય માથાના ખાસ સ્પેશીયાલીસ્ટ એવા વૈદ્યો પણ નીકળી પડશે ) ને ત્યાં મોકલાવી બીજા માથાથી કામ ચલાવી શકાય. દિવસમાં વારાફરતી બન્ને માથા વાપરવાથી માથું વપરાય એટલે મગજ ખાલી પણ ન પડે. છેવટ જેમ કોલરો ખમીસપર ભેરવી શકાય ને પાછા કાઢી શકાય છે (Detachable અને Attachable) તેમ માથા પણ એજ પ્રમાણે ઇશ્વરે આપ્યા હોત તો તરેહ તરેહ ફેશનના માથા બનાવવાના કારખાના નીકળત અને તેમાંથી રોજ રોજ ફેન્સી માથા પહેરવા માટે ખરીદી શકાત ! આ પરથી વાંચકો જોશે કે બે માથા ઇશ્વરે આપ્યા હોત તો તે માણુસ જાતને કેટલો બધો ફાયદો થાત ! કેટલાકો માને છે કે " ફલાણો માણુસ તો બે માથાનો છે" પરંતુ મેં જ્યારે તપાસ કરી ત્યારે તેની શીલ્લકમાંથી એક માથું પણ પુરૂં ન નીકળ્યું અને એ વાત માત્ર એક ગપ તરીકેજ સાબીત થઇ !

રાવણુને ઇશ્વરે દશ માથા આપેલા એ એક છબી પરથી મેં જોયું પરંતુ તે ડીઝાઇન પણ ઠીક નથી તેમજ સગવડ વાળી નથી કારણુ કે બધા હારબંધ ચોંટાડેલા હોવાથી ઉંઘતા બહુ તકલીફ પડે તેમ છે એટલે મારી છે-

વટની સલાહ એટલીજ છે કે તે માથાઓ 'બાંધછોડ' થાય તેવા હોવા જોઈએ, જાણે કે ધડ એટલે એંજીન ને માથું એટલે ડબ્બો ! !

થોડા દિવસમાં આ લેખ વંચાયા પછી કોઇ બે માથાવાળા માણુસ ઘડવા માટે પ્રભુને ના ટનની અરજી મોકલવાની ચળવળ કરે તે સંભવિત હોવાથી જેમને બે માથાં ન જોઇતાં હોય તે અત્યારથીજ પોતાનું એક માથું ઉંચું કરે!!!

---

## માણસ ! જુદી જુદી દષ્ટિએ !

### અંકગણિતની દૃષ્ટિએ:—

### એકડા

દેશી હિસાબના એકડે એક ગણીએ તો શુન એટલે સંસાર, એક એટલે આદમી; બે એટલે બૈરૂ ત્રણ એટલે ત્રણ છોકરાં; ચાર અટલે ચાકર પાંચ એટલે પાડોશી છ એ પડીયાં છુટ્ટા, ઘરમાં સાતડે સાત: આઠે ખુટયા અન્નજળ નવે નવી વહુ આવે ત્યારે બધા ખલાસ થાય ને પાછો એકડો મીંડા પાસે આવીને ધોયેલ મૂળા જેવો ઉભો રહે !

## પાયા.

એક પા બાપા, બે પા બાડી. ત્રણ પા તકરાર થઈ ને ચારે પા લાગી !

## અડધા.

એકે અડધે કુંવારો બે અડધે આખા ત્રણ અડધે બાવો ચારે અડધે વાખા.

## પોણા

એક પોણે પોણીઓ બે પોણે દોઢડાહ્યા બાકી પોણે મંડળ.

## ગણિત

માણુસમાં માણુસ ઉમેરો તો ટોળું થાય. માણુસમાંથી માણુસ બાદ કરો તો જંગલી માણુસથી માણુસને ગુણો તો પ્રજાવૃદ્ધિ માણુસથી માણુસનો ભાગાકાર કરે તો છમકલું તોફાન હુલ્લડ અથવા લડાઇ.

માણુસનો લઘુતમ સ્વાર્થ
માણુસનો દ્રઢભાજક પૈસા.

## ત્રિરાશી.

જો હું એક માણુસ છે તો તું તે માણુસ નથી.

## પંચરાશી:—

બે બૈરા હોય તો એક તકરાર થાય તો ચાર બૈરાએ કેટલી અને એક કલાકમાં ૬૦ તકરાર થાય તો ૨૪ કલાકમાં કેટલી. જવાબ

૨૮૮૦ તકરાર નહિ પરંતુ
આખો દહાડો એકની એક તકરાર
જેમાં બધી ભાગ લેતી હોય !

## ભૂમિતિ

માણસ ઉભો હોય ત્યારે સીધી લીટી, સુવે ત્યારે આડી લીટી; દારૂપીએ ત્યારે વાંકી લીટી, પતિપત્ની ફરવા નીકળ્યા હોય ત્યારે રેલના પાટા જેવી સમાન અંતર લીટીઓ. ટ્રેનમાં ભચડાઇને સુવે ત્યારે ત્રિકોણ, પગ કળતર સાથે માંદગીમાં હોય ત્યારે કાટખૂણો, મૂર્ખો હોય ત્યારે ગોળમટોળ. દોઢડાહ્યો હોય ત્યારે લંબગોળ, સુખી હોય ત્યારે સમ ચોરસ. દોઢીયાવાળો હોય ત્યારે લંબ ચોરસ, ચાલે ત્યારે ઉંધો પડેલો અંગ્રેજી અક્ષર 'વાઇ' ને ખીજાય ત્યારે ષટ્કોણો ને અષ્ટ કોણો ! લડી પડે ત્યારે સગબડી પડેલા લીટાઓને ખુણાઓ !

## બીજ ગણિત.

હું એટલે X
વહુ એટલે Y
મગનો એટલે Z

જો Y સ્કવેર થાય તો X નું સ્કવેર રૂટ નીકળી જાય ને Z સંતાઇ જાય !

× × × × × ×

## ભૂગોળની દષ્ટિએ !

એક માણસને ખાદીની ટોપી પહેરાવી બે હાથની કમાન કમરપર વળાવી ટેબલપર ચત્તોપાટ ઉત્તર દિશામાં

માથુ કરી સુવડાવવો. એ આપણો 'નકશો' થશે જે ભૂગોળની દૃષ્ટિએ અવલોકતાં નીચે પ્રમાણે જણાશે.

પહેલીજ નજરે તે 'હિંદુસ્તાન જણાશે!'

પેલી ખાદીની ટોપી એટલે હિમાલય પર્વત,

| | |
|---|---|
| માથા તરફ | ઉત્તર દિશા. |
| પગ તરફ | દક્ષિણ દિશા. |
| જમણે પડખે | પશ્ચિમ દિશા. |
| ડાબે પડખે | પૂર્વ દિશા |

ઉપરની ઘરની છત તે આકાશ ને નીચે ટેબલની સપાટી તે પૃથ્વી! જોનાર તે સૂર્ય ને આ વાંચનાર તે ચંદ્ર! માથું કાશ્મીરમાં છે ને તેના ઓળેલા બાલ તે કાશ્મીરના નંદનવન! બે આંખો તે દીલ્હી અને લાહોર જે ગંગા નદીના પટસમાં કપાળની નીચે આવેલી છે! નાક તે સીમલાની ટેકરી અને જમણાં કાનપર પંજાબ ને ડાબા કાન પર બંગાળ આવેલા છે! ગળાના યુક્ત પ્રાંતોમાંથી વજ્રની છાતી જેવા રજપુતાનામાં થઇને જમણે પડખે વાંકી કમાન વાળા હાથ માંહીના કાઠીયાવાડમાં અવાશે! કમરપરના એ પાંચ આંગળા નીચે ખંભાતનો અખાત આવેલો છે અને ડાબે પડખે ( પુરુષની ડાબી છાતી જમણી કરતાં હમેશ જરા નરમ હોય છે) બીહારમાં થઇને બંગાળમાં જવાય છે! એ કમાન નીચે બંગાળાનો ઉપસાગર આવેલો છે. પેટના મધ્ય પ્રાંતો જોતાં જોતાં નીચેના જમણાં પગમાં મુંબઇ ઇલાકો ને ડાબા પગમાં મદ્રાસ ઇલાકો આરામ લેતાં જણાશે! બસ પછી પગ નીચે એક બેઠા ઘાટની દુધી મુકી

દેવી જે લંકાની ગરજ સારશે, જે કન્યાકુમારી ભુશીર સામે પોતાનું શાક સમારાવવા માટે રાહ જોઇ બેઠેલી જણાશે !શરીરમાંના ઉપસેલા હાડકાં જેવા કે કોણી, ઘુંટી, ખભા એ બધા પર્વતો પર રૂંવાડાના ઝાડો ઉગેલા જોઇએ ત્યારે બે ઘડી વનશ્રીની શોભા માણી શકાશે ! હિંદુસ્તાનનું મધ્યબિંદુ જોવું હોય તો પેટમાંની ડુંટી પર નજર કરવી ! માત્ર સરોવરો ને નદીઓનો પત્તો નહીં મળે કારણ કે એ બીચારા હિંદુસ્તાન જેવા માણસના જીવનમાં રસ સદાના સુકાયેલા છે ત્યાં રસના નવાણો તો શાનાજ હોય ? ! ! !

\+ + + + +

**ભાષાની દૃષ્ટિએઃ—**

માણુસને એક મૂર્તિમંત ભાષા પણ કહી શકાય. તેમાં પણ મર્દ એટલે ટુંકી લીપી ( short hand ) અને સ્ત્રી એટલે લાંબી લીપી !

ઇશ્વરે કેમ જાણે ભાષામાંથી માણુસ બનાવ્યો હોય તેમ તેના શરીરની રચના પરથી લાગે છે ! એનો દેખાવ તો જાણે "હુ" જેવો ભમરડો છે, છતાં ખરી રીતે તે મોટા મીંડા ૦ જેવો લંબગોળ છે ને વળી પાછા બધા સ્વરો પહેરીને બેઠો હોય છે ! ડાબો હાથ દીર્ઘ 'ઇ' જેવો ને જમણો હાથ 'હ્રસ્વઇ' જેવો જોવામાં તલ્લીન થઇએ ત્યારે જ બન્ને પગના 'હ્રસ્વ ઉ દીર્ઘ ઉ' ની વલણની ખામી નજર ચુકાવી જાય છે ! કેટલાકો માથાપર 'એકમાત્ર' જેવી ટોપી પ્હેરી 'એ' (એકડા) થઇને ફરે છે જ્યારે બીજાઓ "બે માત્ર" ફેશન પાઘડીઓ ઘાલી 'ઐ' (ઐશ્વર્ય શાળાની)

બનીને ગાદીપર બેસી રહે છે! ઘણા માણુસો ડાબા હાથમાં લાકડી કે છત્રી રાખી 'આગળ કાનો' હોય તેમ દેખાવ કરે છે. ને બૈરાંઓ ડાબા હાથની આંગળીએ છોકરાં વળગાડી તેવો દેખાવ કરે છે! ચાંડલા અને ટીલાં ટપકાંના ગોળ, ચોરસ ને લંબગોળ અનુસ્વારો જણાય ત્યારે તે નાકવાટે ચોગ સાધતા માનવા! માણુસની જોડણી લગન વખતેજ થાય છે અને તેનું પદચ્છેદ જ્યારે જ્યારે ગૃહકંકાશ થાય ત્યારે થવા માંડે છે! માણુસના જીવનમાં ગદ્ય છે, પદ્ય છે અને બધું છે, તે લગભગ ભાષા જેટલો વિશાળ અને ગહન છે કારણ કે ઇશ્વરે તેને ભાષાના બધા મૂળાક્ષરો મેળવી-નેજ બનાવ્યો છે. એના દરેક અંગનો પહેલો અક્ષર લેતાં લેતાં આખો કકકો નીકળે તેમ છે: આપણે જોઇએ ?

માણુસને ઘડવા માટે) ઇશ્વરે સૌથી પહેલો 'અ' નો અહંકાર લીધો તેમાં 'આ' નો આત્મા ઉમેર્યો અને પછી 'ઇ'ની "ઇંદ્રીઓ" નંગ ૧૦ આપીને તે ઉપરાંત પોતાની માફક સૃષ્ટિની ઉ' નામની 'ઉત્પત્તિ કરવાની શક્તિ' આપી. આ બધી ઉપયોગી શક્તિઓ આપ્યા પછી ઇશ્વરે તેના ભાષાના મૂળાક્ષરોમાંથી ઘડવાનું કામ માથે લીધુ.

સૌથી પહેલાં તો ૩૬ મૂળાક્ષરોમાથી 'ઙ' "ૐ" અને "ઞ" એ ગુપ્ત અંગો માટે એક્ષ વાઇ ઝેડ તરીકે કાઢી નાંખી ૩૩ શુદ્ધિ મૂળાક્ષરો રહેવા દીધા તેમાંથી સૌથી પ-હેલો વચલો ૧૭ મો મૂળાક્ષર 'ધ' 'ધરતી' (માટી) લીધી અને પછી એ માટીના પુતળાં પર બીજા અક્ષરોમાંથી અં-ગો ચોંટાડવા માંડયા !

'ક. માંથી કપાળ, કમર કાન, કીકી. કાંડું બનાવ્યાં
'ખ' માંથી ખભો અને ખુંધ,
'ગ' માંથી ગળું, ગરદન અને ગાલ.
'ઘ' માંથી ઘુંટણ અને ઘુંટી.

'ચ' માંથી ચામડી,
'છ' માંથી છાતી.
'જ' માંથી જીભ,
'ઝ' માંથી ઝાંઘ.

'ટ' માંથી ટાલ.
'ઠ' માંથી ઠીકું. (સ્રીની કમરનો પાછલો ભાગ)
'ડ' માંથી ડુંટી અને ડોળાં.
'ઢ' માંથી ઢેકા, ઢગરાં.
'ણ' માંથી કોણી.

'ત' માંથી તાળવું (મોઢાનું અને માથાનું)
તેમજ પગનું તળીયું.
'થ' માંથી થોભીયાં, થાનેલા,
'દ' માંથી દીલડું, દાંત અને દાઢ.

'ધ' માંથી (ધરતી, ઉપર આવી ગઈ)
'ન' નખ, નળાં, નસ્કોરાં, નાક, નાડી, નેણ,
'પ' માંથી, પગ, પડખું, પાંસળી, પેટ, પીઠ,
'ફ' માંથી ફેફસાં

'બ' માંથી બગલ, બાલડું, બોચી
'ભ' માંથી ભ્રમર

'મ' માંથી મન, મગજ, મસલ (માંસ પેશી)
માંસ, મૂછ ને મોઢું.

'ય' માંથી કાયા અને માયા.

'ર' માંથી રૂંવા

'લ' માંથી લમણું, લીવર, લોહી,

'વ' માંથી વેઢાં (આંગળીના)

'સ' માંથી સૌંદર્ય,

'શ' માંથી શીશ.

'હ' માંથી હડપચી, હાથ, હથેલી. હોઠ, હૈયું.

'ક્ષ' માંથી ક્ષાર

'જ્ઞ' માંથી જ્ઞાન.

એમાં દંપતિ યુગ્મ, મિત્રયુગલ. ભાગીદારીના ધંધાઓ મંડળો. વગેરે જોડાક્ષરો અનેક છે !

માણસની જીભ એ તેની ડીક્ષનેરી યાને શબ્દ કોષ જેમાંથી અખંડ વાર્તાધારા નીકળ્યાજ કરશે ! આવી જીવતી જાગતી હાલતી ચાલતી ભાષાની મૂર્તિ માણસને બીજી ભાષાઓના જયશ્રીકૃષ્ણ !

+ + + + +

## સ્થાપત્ય કલાની દૃષ્ટિએ.

માણસ એટલે એક ત્રણ મજલાનું અગાસી સાથનું સ્થાવર નહિ પરંતુ જંગમ મકાન ! પગમાં ભોંય તળીયાં, કમરપર પહેલોમાળ, ગળા સુધી બીજો માળ. અને માથું

તે ત્રીજા માળનું કાતરીયું જેની ઉપર મવાળા બીછાવેલી અગાસી આવેલી છે! વરસાદમાં અગાસી પર મોજ ચાખવા માટે ટોપી નામની છાપરી બાંધ છોડ કરવામાં આવે છે! શરીરની ચારે બાજુ ભીંતો છે જેની અંદર જીવને રહેવા માટે હૃદય જેવું ફર્સ્ટ ક્લાસ દીવાનખાનું છે. સુવા માટે મગજ નામનો ઓરડો છે. મોજ કરવા માટે મન નામનો ક્લબરૂમ, આંખો નામના બે વાંચનગૃહો અને પેટ નામનું રસોઈ ખાતું! જીવ મુંઝાય ત્યારે બેઘડી નાક, કાન મોઢું વગેરે છજા અટારીઓ પર દુનીયાના સુગંધ, સંગીત અને સ્વાદ લેવા આવી ઉભો રહે છે! ફેફસાંના સ્નાન ગૃહમાં જતી અને આવતી હવા જેવા ઠંડા અને ઉન્હા પાણીના નળો નાંખેલા છે! જીવને દાતણ કરવા હોકો પીવા કે ગામની કુથલી કરવા માટે જીભ જેનો હાલતો ચાલતો ઓટલો છે જેના પર બેસી જીવ આખા જગતની ખબર રાખે છે! જો કે એ ઘર કંઇ જીવના બાપનું નથી. ભાડાનું મકાન છે, ને તે પણ કાચી માટીનું છે અને નહી કે લોઢા પતરાં કે પથરાનું, છતાં તેણે બે હાથ ને બે પગ જેવા તાબેદાર નોકરો રાખ્યા છે. જે થોડે પગારે 'ખડેપગે' એ શેઠની નોકરી બજાવે છે? મૂછ દાઢીના ઉંબરા પર મવાળાના કચરા વધી પડે તે સાફ કરવા, ભોજન ગૃહમાં ખાવાની વસ્તુઓ લાવી દેવી વગેરે કામ માત્ર જમણા હાથ ભાઇ કરે છે! આવા મકાનો કોઇ કોઇ સારા લતામાં આવેલા હોય છે ને કોઇ ખરાબ લતામાં આવેલા હોય છે! એને પણ પવન પાણી વીજળી વગેરે સહન કરવા પડે છે. ને વખત

એ વખત દુરસ્ત કરાવવા પડે છે! આવા મકાનો પ્રભુ સિવાય બીજો કોઈ પણ કડીયો ચણી શકાતો નથી અને દિવસે દિવસે તે ઉંચા થતા જાય છે. આ મકાનો પર સરકારના કર પણ લેવાય છે અને વળી તે જંગમ મકાનો હોવાથી સામસામા કદી કદી અથડી પડે ત્યારે કાંતો બીજા મકાનો વચમાં પડી તેને છોડાવે છે, અથવા લડતાં મકાનોમાંથી એકનો કે બન્નેનો નાશ થાય છે કે તેમના નુકશાન થાય છે! નાશ પામેલા મકાનો પાછા ઉભા કરી શકતા નથી. પરંતુ બીજી જગ્યાએ એ ખોટ પ્રભુ નવા મકાનો સર્જીને વાળી આપે છે. એટલે ઘરની તંગી નથી જણાતી! ઇશ્વર કૃપાથી નાશ પામતાં મકાનો કરતાં નવા પેટા મકાનોની (એટલે બે મકાનો સલાહ સંપથી ભેગા રહે અને પોતાનાજ ઈંટ ચુનાથી નાના નાના મકાનો સર્જતા રહે છે તે) સંખ્યા વધારે છે એટલેજ જગતનો દરીયો પુરવાની યોજનાની જરૂર નથી જણાતી! કેટલાક તદ્દન સફેદ મકાનો, કેટલાક પીળા, કેટલાક ઘંઉવર્ણા, અને કેટલાક કાળા મકાનો એવા રંગ બેરંગી મકાનો હોય છે જેમાં આજકાલ ધોળા મકાનો બધા કરતાં વધારે મજબુત છે! કાળા મકાનોની ભીંતો દાબવામાં, તેની બારીપર પોતાની બારી પાડવામાં આ મકાનો ઉસ્તાદ છે! જુના ખખડી ગયેલાં મકાનોમાં જીવોએ રહેવું સલામત નથી એટલે જીવો તેને જલ્દી છોડી જાય છે ને નવું ઘર ભાડે લે છે!

પ્રભુની સૃષ્ટિસમા સુંદર શહેરમાં એવા ઘણા ઘરો

જીવોની રાહ જોતાં ખાલી પડેલા રાખવામાં આવે છે જે બધા તરતને માટે ભાડે આપવાના હોય છે! એ બધામાં હિંદુ મકાનો એ ગીચમાં ગીચ લતો છે! એ લતામાં કોઈ જશો મા!

× × × ×

## વિજ્ઞાનની દ્રષ્ટિએ!

ઈથર....................૧ ડ્રામ.
ફોસફરસ................૧ ડ્રામ.
પાણી....................૦‌ll મણ,
માટી....................૩ મણ.

૩‌ll મણની કાયા.

આ મિશ્રણ તે માણસ! જીવ, જનમ, મરણ, લગ્ન, ભાવના, ન્યાય, ધર્મ, નિતિ, ઇશ્વર એ બધું હળાહળ ખોટું! આ મિશ્રણથી નવા માણસો કેમ બનાવવા, મરજી પડે તેવા માણસો કેમ બનાવવા, એ માટે વિજ્ઞાન વિચાર કરી રહ્યું છે! સાથે સાથે માણસ દુનીયામાં નકામી વસ્તુ હોવાથી તેનાજ મિશ્રણમાંના મૂળ તત્ત્વોને છૂટા પાડી તેમાંથી નવી વધારે ઉપયોગી વસ્તુઓ જેવી કે હાડકામાંથી છત્રી, ચપ્પુના દાંડા, લોહી માંસમાંથી ખેતીના ખાતર, પાણીમાંથી રંગો અને ચામડીમાંથી બુટ, પાકીટ વગેરે જથાબંધ પ્રમાણમાં કેમ ન બનાવી શકાય તેનો પણ ગંભીર વિચાર થઇ રહ્યો છે! દરમ્યાન માણસના સર્વ છુટક અંગો જેવા કે આંખ, કાન, નાક, પગ હાથ વગેરે

વિજ્ઞાને બનાવી નાંખ્યા છે અને જેને જરૂર હોય તેને તે પહેરાવી દેવામાં આવે છે! માત્ર એક નકલી માથું અથવા વધારે ખાઇ શકે તેવું પેટ, અથવા વધારે બોલી શકે તેવી એક જીભ એ ત્રણજ વસ્તુઓ બનાવવી હવે બાકી છે! મારી તો સલાહ છે કે હજામની જીભ અને બૈરાની જીભ એ બે જાતની જીભો ભેગી વાઢીને તેમાંથી બે નવી જીભો બનાવવી, (આ કામ શેફીલ્ડ જે ધારદાર અસ્ત્રા બનાવવા માટે વખણાય છે) ત્યાંના કારખાનામાં કરાવવું જે પહેલી જીભો કરતાં દોઢું બોલી શકશે! માણસો વિજ્ઞાન નામનું હથિયાર શોધી કાઢી પોતાના પગ પરજ કુહાડો મારી રહ્યા છે તોય હરકત નથી. કારણ કે નવા બનાવેલા પગો મળે છે. !!!

× × × ×

## જનાવરોની દૃષ્ટિએ!

| | | | |
|---|---|---|---|
| વાઘ સિંહની નજરે | માણસ | એટલે | બાયલો. |
| ઘોડાની નજરે | ,, | ,, | માંદલો. |
| બકરાની નજરે | ,, | ,, | ખાઉ ધરો |
| | | | ૨૨ કરોડ બાદ! |
| | | | હિંદુઓ. |
| બળદની નજરે | ,, | ,, | જડ પાણો. |
| ગાયની નજરે | ,, | ,, | કપાતર છોકરો |
| ભેંસની નજરે | ,, | ,, | દુધ ભુખ્યો બીલાડો |
| પાડાની નજરે | ,, | ,, | માઇ કાંકલું |

| | | | |
|---|---|---|---|
| વીંછી સાપની નજરે | ,, | ,, | આંધળો. |
| હાથીની નજરે | ,, | ,, | પાતળો કાગળ |
| ઉંટની નજરે | ,, | ,, | ઠીંગુજી |
| બીલાડાની નજરે | ,, | ,, | મુરખો. |
| કુતરાની નજરે | ,, | ,, | જાતિબંધુ ! |
| ઉંદરની નજરે | ,, | | ઉંઘણુસી. |
| કીડીની નજરે | ,, | ,, | આળસુ પાડો |
| વાંદરાની નજરે | ,, | ,, | મુજી દેડકો |
| લોંકડીની નજરે | ,, | ,, | લુચ્ચાઇમાં એક વેંત ઉતરતો. |
| બગલાની નજરે | ,, | ,, | અધર્મી |
| માણસની નજરે | ,, | ,, | ગળા કાપુ. |



## * દુનિઆમાં દાઢીનું સ્થાન !

મંગળા ચરણ.

"દાઢી" તુજમેં તીન જાત,
લંબી, છોટી ઔર સાફ;
એક મીસ્ટેક એસી ભઈ તેરા,
હજામ કરે ઇન્સાફ.

---

* મેસર્સ ધાંમસ ભગલા એન્ડ ગ્રાન્ડસન્સના આમંત્રણથી રવિવાર પાળીની સવારે ૮ વાગે દાઢી છોલાવતી વખતે અસ્ત્રો વાગી જતાં, તેમના "કેસ કાપણ્યાચે દુકાન"માં નવાબ અક્કલબાજખાને લગભગ આપેલું વ્યાખ્યાન (લગભગ એટલે વ્યાખ્યાન તૈયાર કરેલું પણ ઇચ્છા દાબી દેવી પડેલી.)

આશરે દશેક દિવસ પહેલાં "માણસ બનાવવાના કારખાના"માં એક ચક્કર હું લગાવી આવ્યો તે પછી હવે માણસની 'દાઢી'માં હાથ ઘાલવા માટે કલમ ઉપાડવાનો મારે પ્રસંગ પ્રાપ્ત થયો છે.

કવિ નાનાલાલના 'બ્લેંકવર્સ'નું અનુકરણ કરતાં પેલા ક્ષમીટેટર મી○ મજુમદારે કહ્યું હતું તે પ્રમાણે હું ખરી રીતે 'સ્વહસ્ત મુંડનાવલંબન' વાદી છું ! આ સંસ્કૃતનું ગુજરાતી કરીએ તો હું હાથે હજામત કરવામાંજ દાઢીનું કલ્યાણ માનનારો છું, હજામ પાસે બેસવા કરતાં હાથે હજામત કરવામાં અનેક ફાયદાઓ છે જેવા કેઃ—

૧ દર બાજે દહાડે બબ્બે આના લાગે તો મહીને રૂ. ૧॥।≈ એટલે બાર મહિને ૨૨॥ રૂપીઆ લાગે એટલે ૫૦ વર્ષની જીંદગીમાં ૧૧૨૫ રૂપીઆનું પાણી હજામને દરેક પુરૂષ આપી જાય છે ! હાથે હજામત કરવામાં આ રૂ. ૧૧૨૫) બચી જાય.
વ્યાજ જુદું.

૨ રવિવારે સવારે હજામની શોધમાં જે ૦॥ કલાક તડકામાં જાય છે તે હિસાબે મહિને ૧૫ કલાક યાને વરસે ૭॥ દિવસ અથવા ૫૦ વર્ષની જીંદગીમાં એક વર્ષ ને ૧૦ દિવસ ફોકટ જાય છે. હજામત માટે ૧૦ મીનીટ જાય તે જુદી, હાથે હજામત કરવામાં આ 'વેઈટીંગ રૂમ'માં ફોગટ જતો વખત બચી જાય.

૩ પહેલા સામા મળતાં બે હજામો ના પાડે તો મહિનાની ૩૦ ના થઈ જે આખી જીંદગીમાં ૧૮૦૦૦ ગણાય.

એક તો બે આના આપવા, વળી દાઢીપર ચપ્પુ જેવું જોખમી હથિયાર ફેરવવા દેવું ને ઉપરથી આ ૧૮૦૦૦ તિરસ્કાર સાંખવા એવું કોને ગમે? માટે ૧૮૦૦૦ વાર સ્વમાન બચાવવું હોય તો હાથે હજામત કરો.

આવા અનેક ફાયદાઓ વાંચી વાંચીને મેં હજામને ઓર્ડર આપવાની હડતાલ પાડેલી ને એ કલા પુરેપુરી હાથ કરેલી. આ ટેવને લીધે ઘરમાં 'વેલેટ'ની સેફ્ટીરેઝર, ચામડું, સાબુ, રેઝરની બ્લેડ વગેરે વસાવેલું. પરંતુ એક વાર મારી કીકી સેફ્ટીરેઝરને રમકડું માની પોતાની દાઢી છોલવા જતાં બ્હાર નાંખી આવી, બીજી વાર કીકીની બાએ બ્લેડથી તુટેલી ચંપલનું ચામડું કાપ્યું. ત્રીજી વાર અસ્ત્રો ઘસવાનું ચામડું ઉંદર તાણી ગયા. ચોથી વાર સાબુ ખલાસ થયેલો અને છેલ્લી વાર સાબુનું ફીણ લગાડવાનું બ્રશ દાંત સાફ કરવામાં વપરાતું હોવાથી એક દિવસ મારે ન છુટકે જાણીતા હેરકટીંગ સલુનમાં હજામને શરણે જવું પડ્યું. પણ પેલી કહેવતમાં કહ્યું છે તેમ, જેમ 'ઓલામાંથી ચુલામાં ને ચુલામાંથી પેણામાં માણસ પડે છે' તેમ ઘરનો વાગ્યો સલુનમાં ગયો હતો તો ત્યાં પણ બગલાનો અસ્ત્રો દાઢીપર આબાદ વાગ્યો! એના મનમાં કે જાણે આ જર-મનને હું ઘાસની માફક કાપી નાખું! આ પ્રમાણે સલુનમાં પીઠપર નહિ તો છેવટ દાઢીપર ઘા કરવામાં તેની શી બ્હાદુરી હશે એ મારાથી ન કળાયું ને મારા મગજમાં ઉપર લખેલી કવિતાના મંગળાચરણ સાથે "દાઢી" વિષે વિચાર પર વિચાર ચાલવા લાગ્યા, તે ત્યાંસુધી કે એ

બધી વિચારમાળાને હું એક ઉત્તમોત્તમ વ્યાખ્યાન ગણું છું. જો કે સલુનમાં હું હતો એકલો અને મારી વિરૂદ્ધ ૪ હજામો હતા એટલે એ વ્યાખ્યાન મેં ત્યાં આપવું માંડી વાળેલું પરંતુ હવે હું સલામત ઠેકાણે હોવાથી જનસમાજની દાઢીના લાભાર્થે મારૂં વ્યાખ્યાન આ ઠેકાણે રજુ કરવા રજા લઉં છું.

મને પ્રશ્ન થાય છે કે ઇશ્વરે કયા શાસ્ત્રને આધારે માણસને–ખાસ કરી પુરૂષને દાઢી આપી હશે? શું દાઢી વગર પુરૂષને ન ચાલત? સ્ત્રીઓને કેમ દાઢી વગર ચાલે છે? પુરૂષ જાતનો કયો લાભ નજરમાં રાખીને ઇશ્વરે દાઢી આપી હશે? ટુંકમાં દુનીઆમાં દાઢીનું સ્થાન શું? જો સ્થાન છે તો તે ઉપયોગી કે બીન ઉપયોગી સ્થાન? એ વસ્તુની શોધ કરવા માટે મેં અનેક શાસ્ત્રો ઉથલાવવા માંડયા.

શરીર શાસ્ત્રમાં જોતાં દાઢીનું સ્થાન ડાચામાં જણાયું. એક રીતે એથી એટલો લાભ છે કે જો ઇશ્વરે પગમાં દાઢી જડી હોત તો ચાલવામાં અડચણ પડત. હાથમાં ચોંટાડી હોત તો ખાવામાં અડચણ પડત. પરંતુ જેમ કોઈ ઓછી ઉપયોગી ચીજ દાખલા તરીકે, વીજળીની લાઇટ, આપણે ઘરમાં ઉંચે ટાંગી મુકીએ છીએ તેમ ઇશ્વરે પણ આ 'દાઢી'ને ઉપર ડાચામાં બેસાડી દીધી છે તે ઠીકજ કર્યું છે, પરંતુ ત્યાંય તેનો કંઇ ઉપયોગ હોય તોને? આંખ છે તે પારકા દુઃખો જોઇને હસવામાં કામ લાગે છે અથવા અદેખાઇ કરવાના કામમાં આવે છે, માથું છે તે ધર્માદા માગતા ગરીબને પાંચશેરીયું હલાવીને ના પાડવાના કામમાં આવે

છે. બાલ છે તે ફેન્સી પટીઆ પાડવાના કામમાં આવે છે, નાક છે તે નોકરો પર ટીચકું ચઢાવવાના કામમાં આવે છે. જીભ છે તે કોઈને બે ચાર ચોપડવાના કામમાં, દાંત કચ-કચાવવાના કામમાં, હોઠ ગુસ્સાથી ફફડાવવાના કામમાં, ગાલ તમાચો મારવાના કામમાં અને નાના માણસના કાન મોટા માણસને પકડવાના કામમાં આવે છે. પરંતુ દાઢી શું કામમાં આવે છે? બહુ બહુ તેમાં હાથ ઘાલીને ખુશામત કરવાના કામમાં એ હથિયાર વપરાય છે, પરંતુ ડાચામાંના બીજા અંગો ઉપર જણાવ્યા પ્રમાણે જે ઉપયોગી કાર્ય કરી રહ્યાં છે તે જોતાં ખુશામત એ તદન નિંદવા જોગ વસ્તુ હોવાથી મારે મને ડાચામાં 'દાઢી' એ એક તદન નકામી વસ્તુ છે અને તે ત્યાંથી ભુંસી નાંખવી જોઈએ. ડાચાને આપણે જો એક કબાટ માનીએ તો નીચે પ્રમાણે તેનું વર્ણન કરી શકાશે.

ઓળેલા બાલ તે ઉપરનું નકશી કામ વાળું પાટીયું. કપાળ તે અરીસો. આંખો તે બે નાના ખાના. વળી પાછા નાકના નસ્કોરા તે બે નાના ખાના, મોઢું તે મોટું ખાનું અને ગળું તે કબાટનો એક પાયો. અને છેવટ બે કાન તે કબાટના બે બાજુના બે હેંડલ પરંતુ દાઢીને શું ગણવું તે તો કોઈ કલ્પનામાંય નથી ઉતરતું.

હવે તત્વજ્ઞાનની દ્રષ્ટિએ દાઢીને જોઈએ તો એ બે અક્ષરના શબ્દમાં અપાર પવિત્રતાવાળી વસ્તુ જણાશે.

હિંદુ સાધુ બંધુઓ અને બ્રહ્મચારીઓ પણ એજ ધાર્મિક ભાવથી 'દાઢી' ને પાળીપોષીને મોટી કરે છે.

પરંતુ તે દાઢીમાં આપણુને શું જણાય છે ? એજ કે રોજ છોલાવીએ ને રોજ ઉગે. પેલી સંસ્કૃત કહેવતનો ગુજરાતી અર્થ "ફરી ફરી જન્મે ને ફરી ફરી મરવું, વળી પાછા માને પેટ ફરી અવતરવું" તે આબાદ આ દાઢીના બાલને લાગુ પડે છે. તે ઠેકાણે બાલનું જન્મ ને મરણ પ્રમાણ સરખુંજ રહે છે. મારા ધારવા પ્રમાણે ત્યાં બાલો જન્મે અને તેના અસ્રા પિતા કરવા તેના કરતાં સંતતિનિયમનની પ્રવૃતિ તે ઠેકાણે શીર જોરથી અજમાવવામાં વધારે લાભ છે. પરંતુ આપણે ગમે તેટલી બૂમ બરાડા પાડીએ, લેખો લખીએ, કલમને અસ્રાની માફક ચલાવીએ તોય દાઢીના બાલ આપણી ફરિયાદ સાંભળે ને ઉગવું બંધ કરે એટલા પ્રજા પ્રેમી હોય એમ હું નથી ધારતો. એ તો રોજ રોજ ઉગવાના ને રોજ રોજ કપાય જવાના; છતાં વળી પાછા ઉગીને રોજની જહેમત માણુસને માથે ઉભી રાખવાના, જાણે સુરજની સાથે આ સાહેબે એ સંપ કર્યો હોય તેમ સુરજ ઉગે ત્યારે અરીસામાં નજર કરો એટલે દાઢી પર ઘાસ ઉગેલુંજ જણુાવાનું ! જેમ માંકડો જેટલા મારીએ તેટલા પાછા નવા જન્મે છે તેમ આ શરીરરૂપી ખાટલામાં દાઢી રૂપી ફાટોમાં બાલો રૂપી માંકડો "મરે મરે ને જન્મ્યા કરે." વૈજ્ઞાનીઓ આજ સેંકડો વર્ષથી શું હજામત કરે છે કે હજી સુધી તેમણે આ બાલોને ઉગતા અટકાવવા માટે કોઇ દવા શોધતા નથી ? મને તો એમજ લાગે છે કે પોતાની દાઢી બોડતાં તેઓ નવરા થાય તો દાઢીનું દુઃખ દુર કરવાની દવાની શોધમાં પડેને ?

અર્થ શાસ્ત્ર પણ ચોકખી ના કહે છે કે ભાઇ ડાઢીનો જરાય ઉપયોગ નથી ગરંતુ માથા દીઠ રૂપીઆ ૧૧૨૫ ની છીણી છે.

આરોગ્ય શાસ્ત્ર મવાળાના જંગલોમાં જંતુઓ ભરાઇ રહે છે તે પોકારી પોકારીને કહે છે. અને તેથીજ દાઢીમાંની જુંં ચાહની રકાબીમાં બે ઘડી ફરવા નીકળી પડે છે. અને એકાદ સાધુ મહારાજ પોતાના દાઢી ને લાંબી જટાઓથી મઢેલા મુખારવિંદ સાથે કોઇ કાપડયાની દુકાને બે ડગલા દૂર ઉભો રહી–'બચા ! ઇધર આ મેરા એકહી સવાલ હય !'' કરીને પોતાના નીશાનો તાકે છે ત્યારે તે સેંકડે નેવું ટકા ફતેહમંદ થાય છે! આ ફતેહ મંદીના મુખ્ય કારણોમાંનું એક કારણ તેની લાંબી દાઢી તો નહીં હોય ? અને હોય તો તેથી શું ? આપણને સાધુ મહારાજના પરાક્રમ કરવા હોય તોજ દાઢી રાખવી પાલવે ! અને પરણેલા અને બાળ બચ્ચાંવાળા પુરૂષો દાઢી રાખે એ ક્ષમ્ય છે, કેમકે તેઓની દાઢી તેઓનાં બાળકો માટે રમકડાની ગરજ સારે છે અને એ રીતે રમકડાના ખરચનો બચાવ કરે છે. પરંતુ વાંઢા અને વિધુર પુરૂષો દાઢી રાખે તેમના બચાવ માટે આ દલીલ નથી.

દાઢીની અર્થશાસ્ત્રીય દ્રષ્ટીએ ઉપયોગિતા વિષે કેટલીક કહેવતો આપણામાં પ્રચલિત થઇ ગઇ છે. એમાંની એકજ કહેવત લઇશું; “દાઢીની દાઢી અને સાવરણીની સાવરણી.” આ કહેવતમાં ગમે એટલું ઊંડું અર્થશાસ્ત્રનું જ્ઞાન સમાયલું હોય, પરંતુ આજસુધી એના વહેવારીપણા વિષે એકે

દાખલો આપણે સાંભળ્યો કે જોયો નથી. તેમજ વિચારીને કહો કે આજ સુધીમાં તમે કોઇ દાઢીવાળાને પોતાની દાઢી વડે ઘરનો કચરો સાફ કરતો જોયો છે? નહીંજ ત્યારે આ કહેવતની અસત્યતા સ્વસિદ્ધ છે.

અહીં મને એક બીજી કહેવત યાદ આવી જાય છે અને એ સ્થાને હોય કે અસ્થાને, પરંતુ મારો કહેવતનો ભંડાર કેટલો જબરો છે એ દેખાડવા સારૂ યે કહેવત અહીં લખી નાખું છું, "એકના દાઢી બળેને બીજાને તાપણી થાય." મારે સ્વીકારવું પડશે કે આ કહેવતમાં ઉંડું રહસ્ય સમાયલું છે; પરોપકારની ઉંડી લાગણી આમાં છુપાયલી છે. અરે ભૂલ્યો બીજાના નુકસાનથી આનંદ પામવાના જનસ્વભાવ પ્રત્યે આમાં કટાક્ષ છે—પરંતુ આ કહેવત દાઢી રાખવાની હિમાયત તો નથીજ કરતી. એ તો, હે વાંચક; જો તારામાં સાદી સમજ હોય તો તું સમજી જશે અને ન સમજે તો તારા દુર્ભાગ્ય.

જેમ દાઢીના બાલનો પાર નથી તેમ શાસ્ત્રોનો પણ આ વીસમી સદીમાં પાર નથી, કેટલા શાસ્ત્રો ઉથલાવવા ને કેટલા ન ઉથલાવવા? એ મોટી મુશ્કેલીથી માત્ર ચારજ મુખ્ય શાસ્ત્રોમાં દાઢીનું સ્થાન શું છે તે જોઇને સંતોષ માનવામાં, હું ધારૂં છું બોડેલી દાઢી જેટલી મઝા છે.

ઘણાં દાઢી રાખવાનું કહી ગયા તે સામે લડાઇનો લીલો વાવટો ચઢાવી મારે કહેવું પડે છે કે "દાઢી બોડો" અરે, એટલુંજ નહિ પરંતુ ડાચામાં ઓપરેશન કરાવી 'દાઢી' ને ત્યાંથી સદાને માટે દુર કરો. જ્યાં સુધી દાઢી દુનીઆ-

માંથી ભુંસાય નહિ ત્યાં સુધી સુલેહનો સફેદ વાવટો ચઢાવવામાં આપણા સ્વમાનનું ખુન છે.

અહીં સુધી વિચાર કરતાં મને એક ઉપસંહારનો વિચાર આવ્યો કે આ બધું વ્યાખ્યાન તો અસ્રો દાઢીએ વાગ્યો તેને માટે રચાયું. પરંતુ અસ્રો વાગે તેમાં દાઢીનો શું વાંક ? એ વાંક હજામનો ગણાય. વળી દાઢીને દેશનિકાલ કે ડાચાનિકાલ કરવાની સત્તા આપણા હાથમાં ન હોવાથી નછુટકે હજામનેજ હદપાર કરવો જોઇએ. પરંતુ મેં કહ્યું તે પ્રમાણે હું એકલો ને મારી વિરૂદ્ધમાં ચાર હજામો સશસ્ત્ર હોવાથી મારે આ તિવ્ર વિચારો મગજમાં દાટી રાખવા પડયા. અને બરોબર તક સાધી દાઢી નહિ પરંતુ હજામોની જમાત સામે મોટી લડાઇ જાહેર કરવા માટેની ચળવળ ઉપાડવાની મેં ગાંઠ વાળેલી પરંતુ વધુ વિચાર કરતા મને ખાત્રી થઇ કે એ વાંક હજામનો નહિ પરંતુ અસ્રાનો હતો ! અસ્રો એટલો બધો ધારદાર જરમનીના કારખાનાવાળાએ બનાવ્યો ત્યારે વાગ્યોને ? એને બદલે દુધી જેવો સુંવાળો, ધાર વગરનો બનાવ્યો હોત તો વાગત ખરૂં ? આ દલીલથી ચોક્કસ નિર્ણય થયો કે બસ પરદેશી માલના બહિષ્કારમાંજ બધા રોગ માત્રનું નિકંનદ થાય તેમ છે, ત્યાં તો વળી એ નિર્ણય ભાંગી પડયો કારણ કે જરમનીના કારખાનામાંથી એ ધારદાર અસ્રાની અહીં હિંદુસ્તાનમાંથી આયાત કરવાનું કામ મારા જેવા 'ઇમ્પોરટરે'જ કરેલું એટલે છેવટ મને એમાં મારી દાઢીનો નહિ. હજામનો નહિ; અસ્રાનો નહિ: જરમનીનો નહિ. પરંતુ મા-

રોજ વાંક દેખાયો ! હું યાદ આવતાં તરતજ વાત યાદ આવી કે દાઢી છોલાવતાં મેં છીંક ખાધેલી ને હું હલેલો એટલેજ અસ્ત્રો વાગી ગયેલો ! આમ મારો વાંક સાબીત કરવા માટે મજબુત પુરાવા ભેગા થઇ ગયેલા હોવાથી મનેજ સજા થવી જોઇએ માટે "હું બંધવાને સવારથી સાંજ સુધીની કલમના ઘસડબોરા જેવી સખત મજુરીની સજા ફરમાવી, ફરિયાદીનો કેસ ખરચ સાથે કાઢી નાંખું."

ચાલો, વાંચકો, સાહેબજી બા; એક કવિતા ગાઇ નાંખું.

"હું જાઉં છું, હું જાઉં છું,

ત્યાં આવશો કોઇ નહિ."

ક્યાં જાઉં છું જાણો છો ?

દાઢી છોલાવા માટે ! હજામ ક્યારનો રાહ જોઇને બેઠા છે ! !

આ પરથી જણાશે કે દુનીઆમાં દાઢીનું સ્થાન હજામના અસ્રા પર છે. ! ! !



## આખા ગામની ફીકર !

મુંબઇમાં કહે છે વખત એટલો બધો ભયંકર રીતે ખરાબ આવ્યો છે કે લોકોને આપઘાત કરવા મન થાય તો અફીણ અને બીજા ઝેરી પદાર્થોના ભાવ પણ વધી ગયેલા હોવાથી તે ધંધો પણ શાન્તિથી બની શકે તેમ નથી ! કારણ કે દરેક ચીજના ભાવો વધી ગયા છે, શીલ્લક ઘટી ગઈ છે ને ધંધા મંદા પડી ગયા છે. અફીણ ખરીદવા માટે ખીસામાં ફુટી બદામ પણ ન હોય ને આઠઆના ઉછીના લઈને પણ જીવનનો ખેલ ખલાસ કરવા નક્કી કરીએ તો દરેક માણસ એવો સામો મળશે કે જે પોતેજ આપણી પાસે ગળું કાપવા માટે અસ્ત્રો ખરીદવા પૈસા નહિ હોવાથી એક રૂપીઓ ઉછીનો મંગાવશે ને આવતે ભવ વ્યાજ સાથે વાળી દેવાનું વચન આપશે !

'આજરોજ નવા થયેલા નાદારો'ની છાપામાં એક દિવસ ટીપ વાંચીને નંબર ગણ્યા ત્યારે ૧૩૫ થયેલા! બીજી વખતે ગણ્યા ત્યારે તે આંકડો ૧૫૦ પર પહોંચેલો 'બે રૂપીઆ ઉચાપત કરનાર કેશીઅરને ત્રણ માસની સજા ને ચાર રૂપીઆ દંડ દંડ ન ભરે તો પાંચ માસ બીજા' આવા કેસો જુદાં જુદાં છ છાપામાં વાંચીને સાતવાર ગણી જોયા તોપણ દરેક વખતે આવા ચોરી ને ઉચાપતના ગુન્હાઓની રોજની આઠ કેસની સરેરાશ આવેલી. અનેક ધર્માદા ફાળાઓ લઇને ફરનારાઓને પુછી જોયું કે 'તમારો ધંધો કેમ ચાલે છે' ત્યારે જવાબ મળ્યો કે 'અમે જેમની પાસે હાથ ધર્યા તેમને માટે હવે અમારે ધર્માદા ફંડ ઉભું કરીને ફાળા લઈને ફરવું પડશે અને તોજ અમને વચમાંથી સારો તડાકો પડશે.'

'વખત કેટલો ખરાબ છે' તે નક્કી કરવા માટે ઉપલી તપાસ પુરતી ન લાગી એટલે અને વળી મને પોતાને કંઇ ધંધો ધાપો ન હોવથી દરેક વેપારીને પુછીને પાકી તપાસ કરવાનું ઓનરરી કામ મેં માથે લીધું. પેલા મૂળ લેખકના શબ્દોમાં કહું તો "આખા ગામની ફીકર" કરવા દુબળા કાજી બ્હાર પડયા ને જોડા ફાટી ગયેલા હોવાથી ટેક્ષી કરીને હું એક દીવસ બ્હાર નીકડયો. દરેકને "કેમ શેઠ? શા ખબર છે? એ એકનો એક સવાલ પુછવા માટે મનમાં ગોઠવી રાખ્યો.

સવારના પહોરમાં બોણીના વખતમાંજ એક જે૦ પી૦ મળ્યો. હજી હું પુછું તે પહેલાંજ તેઓ શ્રીએ મને

છાપાનો રીપોર્ટર ધારીને પોતાનો ઇન્ટરવ્યુ આપતાં કહ્યું:—

"શું કહું યાર ? આજકાલ જે૦ પી૦ થવામાં પણ કસ નથી રહ્યો. જે૦ પી૦ ઓ વધી ગયા એટલે હરિફાઈ વધી અને જેમ આજકાલ ગ્રેજ્યુએટો ગણ્યા ગણાય નહિ તેમ અમારા જે. પી. ઓ પણ રસ્તે ચાલતાં પાણો લેવા જાઓને જે. પી. હાથમાં આવે.

મેં કહ્યું. "જેમ તમે મને મળી ગયા તેમ'—

તેમણે કહ્યું. "પણ હું તો હજી એ પદને લાયક છું મારી પાસે મોટા મોટા સાહેબોના સર્ટીફીકેટો છે. મેં જીંદગીમાં સરકારના અનેક કામો કરી આપ્યા છે. સુલેહ સાચવવામાં હું એવો એકકો છું કે સુલેહનો ભંગ કરીને પણ હું સુલેહ સાચવુ છું પરંતુ બીજાઓ કેટલાક મારા કરતા ઓછા લાયક જે. પી. ઓ થઇ બેઠા એટલેજ મારો સુલેહ સાચવવાનો ધંધો હવે મંદ પડી ગયો છે—મારા મારીના કેસો વધી ગયા છે ને—"

મેં યાદ આપ્યું. "હં....હં....હવે સમજ્યો તેથીજ સ્કુલમાં છોકરાઓ જાહેર રસ્તામાં કુસ્તી કરતા હતા તમારી વાત તદ્દન બરોબર છે. પણ ત્યારે તમે હવે શું કરવા ધારો છો ?"

તેમણે કહ્યું "હવે તો કોઈ બીજી લાઇન જેવી કે 'રાવ બહાદુર' 'સર' 'નાઇટ' વગેરેમાં નજર દોડાવવાનો વિચાર ચાલે છે પણ એ ધંધો કરવા માટે મોટી મુડી જોઇએ. અત્યારે શેરો કોઇ લેતું નથી. મુલતાનીઓ વ્યાજે દેતા નથી. બેંકો મિલ્કત વગર હાથ ધરતી નથી. મિત્રો

પોતાનું સંભાળી શકતા નથી; મેં સાંભળ્યું છે કે તમારો લેખકનો ધંધો ધમધોકાર ચાલે ને જો તમે કંઈ લાખ બે લાખ લખી આપતા હો તો નફો મોટો છે ને—"

મેં કહ્યું"ખુશીથી....કહો; તો બીજી ચાર પાંચ લાખ લખી આપું-"

તેમણે પૂછ્યું; "બીજી ચાર પાંચ શું ?"

મેં કહ્યું: તમને વાર્તાઓ જોઇએ છે ને ?"

તેમણે કહ્યું: "અરે ચાર વાતો ક્યાં ? રૂપીઆ રૂપીઆ"

મેં કહ્યું "હમણાંજ જોઇએ છે કે દશેક વર્ષ પછી ? દશેક વર્ષ પછી મારો વીમો પાકે તેમ છે એટલે પૂછું છું"

"શું ખરાબ વખત છે ?" એમ કહીને તેઓ તો જતા રહ્યા, પ્રભુ બધા જે. પી. ઓનો ધંધો વધારે ને તેમને સુખી કરે એ પ્રાર્થના. સવારની બોણીમાં એમ પ્રભુ પ્રાર્થના કરી હું તો આગળ વધ્યો.

સામે મળ્યા: "મી૦ ડબલ્યુ. એસ. દાણાવાળા. બી. એ. એલ. એલ, બી. હાય કોર્ટ વકીલ," તેમણે તો આવતાંજ "દોસ્ત નવાબ, ચાલ ચાહ ગાંઠીઆ ખાવા છે. કાં તો ખા ને કાં તો ખવડાવ" વકીલે ખવડાવેલા ગાંઠીઆ કદી પચતા નહિ હોવાથી મેં તેમને ખવડાવી નાંખવાનું બીડું ઝડપ્યું ને ટેક્ષીવાળાને કહ્યું:–

"દેખો વેઇટીંગ ચાર્જ નહિ દેગા. હમ જરા ચાહ પીતા હય. હય કબુલ ?" એ મોટરવાળા માને ખરા કે ? ચઢેલું બીલ ચુકવી અમે પેઠા સુરતીમા.

નાસ્તો કરતી વખતે વકીલ સાહેબે–પોતાનો કેસ ખોલતાં ભાષણ કરતા જણાવ્યું:—

"વેલ માઈ નવાબ, મારી કેફીયત એ છે કે મુંબઈમાં વકીલો વધ્યા, એટલે કેસો વધ્યા, એટલે કોર્ટો વધી, પછી સજાઓ વધી. એટલે પોલીસ ખર્ચ વધ્યા એટલે કર વધ્યા પણ મારી ફરિયાદ એ છે કે બધાની આવક ઘટી હોવાથી કર વધુ ન આવવા જોઈએ છતાં આ જો મારા પર ઇન્કમટેક્ષનું 'ડી' ફારમ! હવે તને ખાનગી હકીકત કહું છું કે મારી પાસે કેસ તો આઠ દસ છે પણ તેમાં પાંચ મફતીયા, બે ધર્માદા, એક ઉછીનો ને બેનું નક્કી નહિ હોવાથી પેટનો ખરચ તો ઠીક પણ ઓફીસનો ખરચ કેમ કાઢવો તેની ચિંતા છે. તેમાં આજે ચાહ ગાંઠીઆ ખાવા ખીસામાં દોઢીયુંયે નહિ ત્યાં તું ઠીક મળી ગયો. હવે મારી ફરિયાદ પુરી થાય છે ને આપ નામદાર જે જજમેંટ આપો તે ખરૂં."

મેં કહ્યુ–"હરકત નહિ. જજમેંટમાં હું હોટલનું બીલ ચુકવી દઈશ એવો હુકમ કરૂં છું. પણ વકીલ સાહેબ હવે તમે શું કરવા ધાર્યું છે?"

તેમણે કહ્યું–"ઇંગ્લાંડ જઇને બેરિસ્ટર થઈને આવું તો આવક ફાટી પડે એવા ચાન્સ છે કારણ કે આજે તો બેરીસ્ટરોનાજ પ્રભાવ પડે છે ને વકીલોને કોઇ ગણતું નથી."

મેં કહ્યું–"ઉભા રહો. મારે તમારી અહીં ઉલટ પાલટ તપાસ લેવી છે. હું પુછું છું કે કેટલાક ડીનર–બેરીસ્ટરો પણ ચેંબરમાં બેસીને શું માંખ મારતા નથી?

તમે પણ બેરીસ્ટર થઈને શું કાંદા કાઢવાના છો તે મને સમજાવશો ?"

તેમણે કહ્યું-"એ માખ મારે એ બીજા હું નહિ. તું મારી કાયદાબાજી જાણતો નથી. તું કાયદામાં સમજે શું ?"

મેં કહ્યું—"વકીલોના ચાહ નાસ્તાના બીલ ચુકવી દેવાનું સમજું છું એ શું ઓછું છે ? ચાલો હવે ઉઠીએ ....મારે તો બસ વકીલનો વખત કેવો છે એટલુંજ જાણવું હતું."

તેમણે કહ્યું: "આતો તેં પીનલકોડ ૧૪૧ કલમ પ્રમાણે છેતરવાનો ગુન્હો કર્યો છે. મને એવી ખબર હોત તો હું માસિક આવક રૂા. ૧૦૦૦, થી વાત ફેંકત."

મેં કહ્યું: "મારી પાસે કોઇ કન્યા હોય ને તમે ઉમેદવારી કરતા હો એમજ ને ? વકીલ સાહેબ, પૈસા સ્હેલાઇથી પેદા કરવા માટે એક રસ્તો છે. પૈસાના ઝાડ ઉગાડો. અલબત્ત એ માટે તમારે ખેતી કરવા જવું પડશે."

વકીલ મારા મિત્ર હતા છતાં ચાહ ગાંઠીઆ ખાવા પુરતાજ મિત્ર હતા. તેમનું મિત્ર કાર્ય પુરૂં થતાં મારૂં ભાષણ વધુ ન સાંભળતાં તેઓશ્રી નવો ગ્રાહક શોધવા માટે 'સાહેબજી' કહી વકીલાતનીજ ખેતી કરવા ચાલતા થયા. તેમને માટે પણ મેં પ્રભુને પ્રાર્થના કરીને મુંબઈમાં કજીઆના વરસાદ વરસાવી તેમનો પાક વધારવા વિનંતિ કરી. સામે ગાડીવાળો આવતો હતો.

મેં પૂછ્યું: 'એઇ ગાડી આવેછ કે ? કોલાબા ચાર આના ?'

તેણે કહ્યું: “ અરે પણ સાહેબ, કહાંએ ભૂલેશ્વર ને કહાં કોલાબા ચાર આના તો ઘોડા ખા જાયગા આઠ આના દેના. બેઠો.”

મેં કહ્યું: “ અરે પણ આજ ક્યાં આઠ આનાનો વખત છે ? એક આનામાં તો ટ્રામ આવે છે છતાં તને ચાર આના દયા ખાઈ આપવા પડે છે.”

તેણે કહ્યું: “ બેસો બેસો શેઠ, આજે વખત એવો છે. આ ટ્રામવાળા ને ટેક્ષીવાળા ને બસવાળાએ અમારૂં સત્યાનાશ કાઢ્યું. એક દિવસ શેઠ તમેજ ગોખલેની ચાહ પીવા માટે કોટમાંથી પીલહાઉસ લઈ જતાં ને પૂછ્યા વગર બે રૂપીઆ ફેકતા—”

મેં કહ્યું: “ તે હું નહિ હું નહિ બીજા. અકકલ બે પીઆની તો ૩૨ કપ ચાહ આવે ને ૧૬ દહાડા ચાલે.”

હજી ગાડીમાં પગ મુકું છું ત્યાં તો મારો જુનો મિત્ર ધરમચંદ દેખાયો. મેં બુમ પાડી “ અલ્યા ધમલા. એ ધમુ....આમ આમ....આ બાજુ....” તેણે સાંભળ્યું ને ચાલતી ગાડીએ ચઢી બતાવ્યું.

“ કોણ નવાબ ? અલ્યા કોઇ દિવસ નહિ ને તું આજ ઘોડાગાડીમાં ? પગમાં ડરબી બરબીની ગરમી લાગી કે શું ?

“ હા....આ....આજે મેં ડરબી શુઝ પગમાં પહેર્યા છે તે બગડે નહિ એટલે ગાડી કરી—”

“ અરે અકકલ....ડરબીના બુટ નહિ લોટરી....લોટરી.”

"મારે વળી નસીબ છેજ કે'દા'ડે કે લોટરી લાગે તેમ હતી? એ તો તારા જેવાનેજ લાગે...."

"લોટરી તો ઠીક બાકી ફટકા તો અનેક લાગે છે." એમ કહીને એમણે કપાળ પરથી એક હાથે પરસેવો લુછી બીજે હાથે ખીસામાંથી ઉંચી ટર્કીશ ચીરૂટ કાઢી.

મહાત્મા ગાંધીજીના કહેવા પ્રમાણે ચીરૂટ અને સીગરેટ જેવી પરદેશી ચીજો "દેખો ત્યાંથી બાળવા માંડો" એવો મારો મત હતો ખરો પરંતુ ચીરૂટ અને સીગારેટમાં જેવી ખુમાશ દોઢીયાંની છવાળી સ્વદેશી બીડીમાં હોય છે તેવી નથી હોતી. વળી સીગારેટ બે આનામાં દશ મળે અને તેથી ખરચ વધે જ્યારે બીડીમાં ખર્ચ ઓછો. (જો કે તેને રોજની ૪૮ બીડી જોઇએ એ વાત ખરી પરંતુ એમ વધારે બીડી પીવાનું કારણ એ કે તેથી મારા બીજા બંધુઓના કાળજાં જે ઓછા બળ્યા તે ખરા. એમ બંધુભાવથી પ્રેરાઇને મેં તેની ચીરૂટ ન લેતાં મારી ફરમાસુ બીડી કાઢી અને અમે ધુમાડા પાર્ટી ઉજવવી શરૂ કરી.

મેં પુછ્યું.—કેમ અલ્યા ધમુ? તેં તો શેર, સ્ટોક, અળસી, સરસી, સોનુંચાંદી, આંકફરક, રેસ વગેરે ખુબ ખેડીને હવે કાચી ખાંડીમાં ઝંપલાવ્યું?

ધમુ: પણ મઝા કયાંય ન મળી....

મેં કહ્યુ: કેમ એમ? તારાવળી શું ખબર છે?

ધમુ: કાલે ૧૫૦ આવેલા પણ આજે બજાર પડતી જાય છે ને ૩૨૫ ખોટ જણાય છે. હવે અમેરિકામાં રૂનો

પાક બળી જાય તો વળી ભાવ વધે ને કંઇક કમાવાનો ચાન્સ છે.

મેં પુછયું: હમણાં કયાં જતો હતો? અમેરિકાના પાકમાં આગ લગાડવા?

ધમુ: આ ખોટ જવાથી જરા દીલ બળતું હતું એટલે વિચાર થયો કે ચાલ જરા 'માયાના રંગ' નાટકમાં બે ત્રણ કલાક ગાળી આવું. યાર, અસરફખાન સરસ ગાય છે નહિ?

મેં કહ્યું: એ વળી કઇ ગાય?

ધમુ–તું મુંબઇમાં રહે છતાં જાણીતા એકટરને ન જાણે. કેવો ભોટ રહ્યો? હવે જાણે સો વાતની એક વાત એ છે કે મારે જવું છે નાટક જોવા. દસેક રૂપીઆ હોય તો લાવ..........

મેં કહ્યું: અલ્યા પણ પીટ કલાસના તો ચાર આના હતા ને દશ રૂપીઆ કે દાડે થઈ ગયા?

સામેથી એક ટેક્ષી આવતી હતી. ધમુએ તેમાં એક ગૃહસ્થને બેઠેલા જોયા ને વળી મારા જેવા તલમાં તેલ ન જોયું એટલે ચાલતી ગાડીએ ઉતરતાં તેણે કહ્યું:—:

"ઠીક ચાલ. ફરીવાર મળીશ સાહેબજી."

મને લાગ્યું—"અરેરે શું ખરાબ છે? બીચારા માણસોને નાટક જોવાં જેવી નિદોષ મઝા માણવા માટે દસ રૂપરડી જેવી નાની રકમ પણ તેની પાસે કે નથી મારી પાસે—"

આગળ ચાલતાં એક કાપડીઆની દુકાન આવી. એક દિવસ આ મંદીના વખતમાં મારે કયો નવો ધંધો કરવો તેનો આખી રાત વિચાર કર્યા પછી સવારે નિર્ણય કરેલો કે સસ્તામાં સુટ કાપડના બની શકે માટે ખાદીના સુટ બનાવવાનું કારખાનું ખોલવું અને કાપડ ખર્ચ ઘટાડવા માટે રોજ એક આનો ખરીદીને જે છાપા વાંચવા લઇએ છીએ અને જેને ફેંકી દેવા પડે છે તેને બદલે તે વાંચેલા છાપાંના લુગડાં બનાવી પહેરવા. એક દહાડો આ કપડાં ચાલશે, ને બીજે દહાડે પાછા કાતરથી નવા છાપા વેતરીને સીવવાને બદલે ટાંચણીઓ લગાવીએ તો નવો સુટ તૈયાર ! ન ધોવાનો ખર્ચ. ન ફાટવાની ચિન્તા. ન કાપડીઆની લુંટ. ન દરજીના વાયદા.

આ દુકાન જોતાંજ મારા નિર્ણયમાંનાં પહેલા ૫૦ ટકા યાદ આવ્યા. ને ખાદીનો ભાવ પુછવા માટે મેં ગાડી ઉભી રખાવી. હું દુકાને બેઠો પણ કાપડીઓ એક બીજા ઘરાક સાથે રકઝક કરતો હતો.

ગ્રાહકઃ—આ વાયલનો શું ભાવ ?

કાપડીઓઃ ૧ા રૂપીએ વાર.

ગ્રાહકઃ છેવટ ?

કાપડીઓઃ છેવટ શું વળી ! બે આના ઓછા આપજો નહિ કમાઇએ તમારામાં.

ગ્રાહકઃ હજી કંઇક ઓછું કરો.

કાપડીઓઃ હવે એમાં કંઇક થાય તેમ નથી. તો પણ તમારે માટે જાઓ ૧ રૂપીઓ લેશું.

ગ્રાહક: નથી પરવડતું. હજી વધારે છે.

કાપડીઓ: તો હવે બીજી વાત કરે તેના બે બાપ. ચૌદ આનાથી એક પાઈ પણ ઓછી નહિ.

ગ્રાહક: પણ એટલી બધી એની કિંમત નથી. જુઓને છીંટ જેવું તે છે.

કાપડીઓ: તો હવે તમારે શું દેવું છે?

ગ્રાહક: પણ તમે કંઈ વ્યાજબી કહો ત્યારે ને!

કાપડીઓ: જુઓ શેઠ અમારે ત્યાં તો એકજ ભાવ છે. જુઓ આ પાટીયું. છતાં તમારે ખાતર આટલું ઓછું કર્યું છે. હવે જુઓ કોઇને કહેશો નહિ, તમારી પાસેથી છેવટ ૧૦ આના લઇશું.

(ગ્રાહકે: માથું ધુણાવી દુકાન પરથી ઉતરવા માંડયું) "કેમ શેઠ? લેવા નીકળ્યા છો કે જોવા? તમારે શું આપવું છે તેનું કંઇ નામ પાડશો?

ગ્રાહક: આજ કાલ દશ આનાનો કયાં વખત છે? ચાર આના આપું. ૧॥ વાર લેવું છે.

કાપડીઓ: ઠીક ત્યારે તમારૂં રહ્યું ને અમારૂં રહ્યું. જાઓ ૭ આના આપજો. આઠ આને તો ઘરમાં પડયું છે પણ એક આનો ખોટ દેતાંય આજ કાલ ઘરાકી કયાં છે?

છેવટ એ સોદો પાંચ આને પત્યો. ઘરાકના ગયા પછી કાપડીઆએ તાકા ઉંચકનાર છોકરાને કહ્યું કે "એલા ઉપાડ તાકા જોવે છ શું? દશ રૂપીઆનો પગાર ખાય છે—આમ જો અડધી કલાક રકજક કરી ત્યારે આનો માંડ કમાણા" મને જોઇને શેઠ આગળ બોલતાં અટકયા.

આટલા બધા "એકજ ભાવ" જોઇ મને તો લાગ્યું કે બીચારા કાપડીઆનોય આજકાલ કેવો ખરાબ વખત છે? ખાદીનો ભાવ તેઓશ્રી મને છ આના વારના કહે તો પછી મારે આ વાયલના દાખલા પ્રમાણે તેમને ક્યાં સુધી નીચે ઉતારવા એ મુંઝવણ થઇ એટલે મેં ખાદી ખરીદવી માંડી વાળી. હું પાછો ગાડીમાં આવી બેઠો પણ ગાડીવાળો કહેઃ–

"ચાર આના દે તે હે ઓર પચાસ ઠીકાના ઇસ્ટેસન કરતે કરતે કુલાબે જાના !..........ધંધા કીયા ! શેઠ દુસરા ગાડી કરલો..."

થયો ઝગડો. ગાડીવાળા સાથે પણ અનેક જાતના 'એક ભાવ" કરતાં છતાં ૪ આના આપવા પડયા ને મંગળદાસ માર્કીટ પાસે વળી પાછો હું ગાડી વગરનો થઇ પડયો.

હવે કોલાબા જવામાં કંઇ ખાસ ફાયદો નહોતો એટલે બુકસેલરને ત્યાં એકાદ ચકકર લગાવી ત્યાંથી જવું પાંસરૂં ઘેર એમ ઠરાવ કર્યો.

બુકસેલરને ત્યાં બે ઘડી બેઠો.

મેં પૂછ્યું:–"કાં મોહનભાઇ, શા ખબર છે. શેકસપીયર કાલિદાસ ને ભવભૂતિના ?"

મોહનભાઈ:—" અરે ચાર તેમાંથી કોઇ પણ ખપતું નથી."

મેં પૂછ્યું:–"નાનાલાલ ને ખબરદાર ઉડતા હશે ?"

મોહનભાઇ:–"એનાય ઠંડા બજાર."

મેં પૂછ્યુ:–"આ વાર્તાવાળા ને હાસ્ય લેખકો ચટણી થતા હશે !"

મોહનભાઈઃ–'એમની નહિં, અમારી."

મેં પૂછ્યુંઃ–"પણ કંઈ કારણ ?"

એક ગ્રાહક આવ્યો તેણે પૂછ્યુંઃ–

"ભેદી ખૂન છે કે ?"

"જી હા....પહેલો ભાગ આપું કે પચીસમો!"

"એટલા બધા એના ભાગ ?"

"હજી તો પચ્ચીસમાં ભાગમાં પણ ખૂની પકડાયો નથી. બહુ રસિક વાર્તા છે. તમે જુઓ તો ખરા."

"શું બધાંની શું કીંમત છે ?'

"આખા સેટના ૩ળા રૂપીઆ. "

"કમીશન કેટલું ? બીજા બુકસેલરો જાહેર ખબરમાં કમીશન આપવાનું વર્ણવે છે તે ?"

"આ વાંચો અમારો તેના પ્રકાશક સાથેનો કંટ્રાકટ. ૨૫ ટકા મળે છે તેમાં ૧૨ાા ટકા તમને આપશું."

"પણ બાપરે ૩૨–૩૪ રૂપીઆ તો બહુ ભારી છે. બીજું કોઇ નવું પુસ્તક છે ?"

"હા....આ રહ્યું જુઓ હમણાંજ બહાર પડયું છે."

"જોઉં....શું કીંમત છે ?"

"દોઢ રૂપીઓ. "

"ઠીક છે. પણ તમને એક વાત પુછું ? તમે પુસ્તકો ભાડેથી વાંચવા આપો છો કે નહિ ?"

બુકસેલરની દુકાન પર દોડા દોડ થઇ રહી. હો હો થઈ ગઇ. ૨૫–૫૦ માણસ ભેગું થઇ ગયું ડાકટર આવ્યા

સારવારથી મારી આંખ ઉઘડી આંખ ઉઘાડતાંજ મેં ડાક્ટરને પુછયું:—

"કેમ ડાકટર સાહેબ, તમારા ધંધાના આજકાલ શા ખબર છે ?"

ડાકડરે મને છેલ્લી નોટીસ આપી દીધી:-

"મીસ્તર નવાબ, તમે આમને આમ આખા ગામની ફીકર કરીને દુબળા બની ગયા છો. હવે જો તમે મારૂં કહેલું માનીને દેશમાં આરામ લેવા નહિ જાઓ તો હું તમારી દવા નહિ કરૂ."

મેં કહ્યું: "ડાકટર સાહેબ. આવી ભયંકર મંદીના વખતમાં શું કામ એક ઘરાક ગુમાવો છો ?"

મારે બેભાન થવાનું એકજ કારણ હતું કે આટલો બધો ભયંકર ખરાબ વખત જોતાં મને બેભાન થવાનું મન થાય ને બેભાન થાઉં તો મને ગાડીમાં નાંખીને ઘેર કોણ પહોંચાડશે ? એ વીચારથીજ હું બેભાન થઇ ગયેલો. ઘોડા ગાડી કરવાનો આજકાલ વખત નહિ હોવાથી મને મોહનભાઇ ટ્રામમાં બેસાડવા માટે ધોબીતળાવ સુધી વળાવવા આવ્યા.

ખીસામાં એક આનો પણ શીલ્લક પેલા વકીલ, સટોડીયા, ને ડાકટર મિત્રે રહેવા નહી દીધેલો એટલે ટ્રામમાં ન ચઢતાં ચાલતોજ ઘેર આવ્યો ત્યાં બબલીની બાએ 'શાક નથી' ના છાજીયા લેવા માંડ્યા

સંજોગો એવા છે. વખત એટલો ખરાબ છે કે મારી ફીકર હું કરી શકતો ન હોવાથી મેં **આખા ગામની ફીકર** કરવાનો ધંધો વધારે ફાયદાકારક માન્યો છે અને તેથીજ આ ટેબલ પરથી આખા જગત્ ને સંદેશ આપું છું કે પોતાની ફીકર કરવા જેવા સ્વાર્થી ન બનતાં મારી માફક " **આખા ગામની ફીકર** કરો. "

---

## કન્યા વિક્રયથી થતા ફાયદા !

" લેખકો, મહાજનો, વિદ્વાનો અને બુદ્ધિમાનો નકામા બુમ માર્યા કરે છે ને કન્યાવિક્રય જેવો ધરમ બજાવવાને બદલે અધરમ આચરવા કહે છે. 'કન્યાવિક્રય' એટલે દીકરીને વેચવા માટે સાસ્તરમાં કહ્યું છે ને સાસ્તરમાં કહ્યા પ્રમાણે ચાલવું તે આપણો ધરમ નથી શું ? ન કહ્યું હોત તો આ સંસ્કૃત શબ્દ થાત ક્યાંથી ! વળી ધરમ તો છે એટલુંજ નહિ પણ તેથી કેટલા બધા ફાયદા છે તે તો સાંભળોઃ—

(૧) ઘરમાંથી સરપનો ભારો, બીજાને ઘર જાય છે ને એક પથરો ઓછો થાય છે.

(૨) જે બીચારાને કોઇ કન્યા દેતું નથી તેનું ભલું થાય છે.

(૩) દીકરીના પૈસા માત્ર શ્રીમંત જ આપી શકે તેમ હોવાથી મુરતીયા પાસે ધન છે તેની તેમજ તેથી જ છોકરી સુખી થશે તેની પાકી ખાત્રી થાય છે.

(૪) આપણી દીકરીને ૧૨ વરસ સુધી ઉછેરી મોટી કરવાની મહેનત લીધી તેનો બદલો ઇશ્વર આપણને આ પ્રમાણે આપી રહે છે તેની ના પાડવી ઠીક નથી થાતું.

(૫) જેઓ દીકરીના નાણાં નથી કરતા અને ગમે તે ભીખારીને દઇ દે છે તેનાપર એક સજ્જડ દાખલો બેસે છે અને આપણું જોઇને શીખી શકે છે.

(૬) વળી નાણાં ન લેવાં ને દીકરીને ગમે ત્યાં દઇ દેવી તે તો ઉલ્ટી બેદરકારી બતાવે છે.

(૭) વળી જે નાણાં નહિ લેતા હોય તેને મળતાં જ નહિ હોય એ બનવા જોગ છે.

(૮) કોઇ જમાઇ બીચારો હેતથી નાણાં આપી આપણી કન્યા લઇ જાય તો તે નાણાં લેવાની ના પાડી તે જમાઇને દુભવવો એવું કોઇ શાસ્ત્રમાં કહ્યું નથી.

(૯) વળી દીકરી વરાવ્યા પછી આપણામાં દીકરીના ઘરનું પાણી પણ પીવું હરામ છે, એવો ચાલ હોવાથી દીકરીના ઘર પાસેથી ભવિષ્યમાં આપણે કંઇ પણ લેવાપણું, ખાવાપણું પીવાપણું ન રહે માટે વરાવતી વખતે જ રૂપીઆ લઇ લેવા સારા છે.

(૧૦) શાસ્તરમાં કહ્યું છે 'બહુ ધન સારૂં નથી.' માટે આપણે આપણા જમાઇનું ભલું ઇચ્છતા હોઇએ તો એ ધનનો ભાર આપણી દીકરી દઇને બને તેટલો ઓછો કરવો એ આપણી ફરજ છે.

(૧૧) વળી આપણે ક્યાં નાણાં મફત લેવાં છે ? સોના જેવી દીકરી કાઢી દઈને લેવાં છે ને !

(૧૨) કાલ ઉઠીને દીકરી રાંડે તો આપણે રૂપીઆ લીધા હોય તો દીકરીને દાણો પાણી દેવા કામ લાગે. આપણેજ દેવા પડે તેમ છે; નહિ તો બીજો કોણ કાકો દેવા આવે તેમ હતો ? હવે દીકરીને ઘરબારી કર્યા પછી આપણે તેનો ખર્ચ આપવાની જરૂર જ શી ? તેના ઘરના રૂપીઆમાંથી જ તેનું ભરણ પોષણ થવું જોઇએ.

(૧૩) છેવટમાં કન્યાવિક્રયથી સૌથી મોટો ફાયદો તો એ છે કે આપણને પરસેવો ઉતાર્યા વગર ધબ્બ દઇને હજારો રૂપીઆની રકમ મળી જાય છે. આવતી લક્ષ્મી જવા દેવી તે મૂરખનાં કામ છે. દીકરી વેચવાના ધંધામાં નફો છે તેવો બીજે કયાંય નથી.

આ સિવાય તો બીજા અનેક ફાયદાઓ છે, પણ જ્ઞાતિના સમજુઓ એટલા જ ફાયદાનો લાભ લે તો બસ છે ! એ જોતાં જ્ઞાતિઓએ તો પ્રભુપર એક અરજ મોકલી નફાકારક દીકરીઓ જ અવતરે ને દીકરાઓ અવતરવાનો હુકમ રદ કરે તો જ્ઞાતિઓની આર્થિક સ્થિતિ બહુ સુધરી જવા સંભવ છે !

ધીમે ધીમે એ ધંધો જમાવવા માટે દેશદેશાવર દુકાનો ખોલવાથી એ વેપાર બહુ ખીલે તેમ છે ! માટે બધા ભાઇઓ દીકરીના વેચાણ ને લીલામ કરવા માંડે તો હમણાં પરિષદ્ ભરાય ને જ્ઞાતિઓનો ઉદ્ધાર થઇ જાય!"

ઉપર પ્રમાણેની હકીકત કન્યા વિક્રય કરનાર આરોપીના એક તેના જ જેવા મતના વકીલે ઘડી કાઢેલા બચાવનામામાંથી જેવી મળી આવી છે તેવી જ મુકી છે. જેને જે જાણવું હોય તે જાણી લે.



## થોડું ખાઓ !

એક મિત્રે ખૂબ ખાવા વિષે ખૂબ લખ્યું છે! મને પડી ખબર! મારા જેવો અનાજ પર દયા રાખનાર માણસ એ ઉપદેશ કેવી રીતે સાંખી શકે? પડયો મતભેદ એવો સજ્જડ કે અમારી આખી ઉજાણીમાં એમણે બે ત્રણ થાળી સફાચટ કરી ને હું માત્ર બરફીની સુગંધ લઈને ઉભો થઇ ગયો! ખુબી એ છે કે બન્નેને સરખા ઓડકાર આવ્યા! દેખીતું છે કે તેઓ મને એક તમાચો મારે તો હું ભૂમિમાતાને દંડવત્ પ્રણામ કરી શકું છું; પરંતુ તેથી શું? એવા કયાંથી ધનભાગ્ય કે પલંગનો સુનારો ભૂમિમાતાને ખોળે બે ઘડી આકાશના તારા ગણે? હું ભલે પડયો હોઉં, છતાં મારી કલમ તો ઉંચીજ રહેવાની અને અનેક શાસ્ત્રોની દ્રષ્ટિએ હું સાબીત કરી આપવા તયાર છું કે માણસે—ખાસ કરી આ પુસ્તકના વાંચકે—તો "થોડામાં થોડું, તેથી યે થોડું, હજી થોડું, રાઇના દાણા જેટલુંજ" ખાતાં શીખવું જોઇએ! ગમે તેટલી ખાંડી ખાનાર માણસમાં મારી દલીલો તોડવાની તાકાત હોય એમ માનવા માટે હું તૈયાર નથી. એ મજાની દલીલો રજુ કરવા રજા લઉં.

સૌથી પહેલાં તો ખુબ ખાધા પછી તમને આ પુસ્તક વાંચવુંજ નહિ ગમે ! ખાત્રી ન થતી હોય તો પેટ ફાટાફાટ, આંખમાં ઘેન ભરાય ત્યારે પેટ પર હાથ ફેરવતા ફેરવતા પલંગ પર લેટતાં લેટતાં જરા ચોપડી હાથમાં લઈ જોજો. હું શરત મારવા તૈયાર છું કે પાંચ મીનીટમાં ચોપડી તમારી છાતી પર ચત્તીપાટ પડી હશે ને તમે સ્વપ્નામાં કોઇ મીઠાઇવાળાની દુકાને માખીનું સ્વરૂપ લઇને ભમતા હશો ! ટુંકામાં ખુબ ખાવાનો લેખ વાંચવા માટે પણ ખુબ ખાધેલું નકામું છે ! એકલી વાંચવાની ક્રિયાજ નહિ, પરંતુ કોઈ પણ ક્રિયા. દાખલા તરીકે કોઇ હેતના કટકા જેવા સગાંની મરણક્રિયા ભૂખે પેટેજ સારી રીતે થઈ શકે છે ! ગાવું, લખવું, દોડવું, લડવું, નોકરીએ ચઢવું, રોવું, કુટવું અને છેવટે જીવવું તેમજ મરવું એ બધાં ૧ લી ચોપડીનાં સાદાં ક્રિયાપદો થોડું ખાવાથીજ પુર બહારમાં ભજવી બતાવવામાં આવે છે !

આ તો બધી સાધારણ દુનીયાદારીની વાત થઈ. પરંતુ એકાએક શાસ્ત્ર પોકાર કરીને કહે છે કે 'થોડું ખાઓ' એમ હું ટેબલ પર ચોપડી પછાડીને કહી શકું છું ! કે જે શાસ્ત્રમાં 'ખુબ ખાવા'નો ઉપદેશ હોય તે શાસ્ત્રે હાસ્ય રસના લેખ તરીકે લખ્યું હોવું જોઇએ અથવા વાંચકની મશ્કરી કરી હોવી જોઈએ અથવા તો શાસ્ત્રકારે ખુબ ખાધા પછી આવેલા ઘેનમાં લખેલું હોવું જોઇએ ! આપણે તે બધાં શાસ્રો તપાસીએ.

(૧) **ધર્મશાસ્ત્રોમાં**—કહ્યું છે કે "દેવો તો વાસનાના

ભૂખ્યા." એ શું બતાવે છે કે તદ્દન ઓછામાં ઓછું ખાનાર એટલે કે માત્ર સુગંધથીજ ધરાઇ જનાર માણસ તે દેવ જેવો છે ! આ કાયદા પ્રમાણે દેવ જેવા થવું હોય તો ખાવાનું તદ્દન માંડીજ વાળવું જોઇએ !

વારૂ મહાભારતમાં ખુબ ખાનાર એકલો ભીમજ હતો જ્યારે બાકી બધા પાત્રો મારા તમારા જેવા સાધારણ ખાનારા હતા અને વધુ મતે કાયદો પસાર થતો હોવાથી આપણે ભીમને પગલે નહિ પણ બીજાઓને પગલેજ ચાલવું જોઇએ.

શ્રીમદ્ ગીતાજીમાં પણ कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाच न એમ લખ્યું છે તેમાં તો સ્પષ્ટ ઉપદેશ છે કે હે માણસો, તમે ચોવીસે કલાક કામ કર્યા કરો–ફળનો તમને અધિકાર નથી. હવે જ્યાં ફળ ખાવાનો અધિકાર નથી ત્યાં અનાજના ડબ્બા ને ડબ્બા ને ખેતર ને ખેતર ખલાસ કરી નાંખવાનો માણસને અધિકાર નથી એમ શ્રીકૃષ્ણ ભગવાન ઘોડા ગાડી પર ઉભા રહીને પોકારે છે ! વેદોમાં પણ 'નેતિ નેતિ' કહ્યું છે તેનો અર્થ એજ છે કે "એટલું બધું નહિ, એટલું બધું નહિ." આમ છતાં આનો મનફાવતો અર્થ કરવો હોય તો (ને પેટને માટે આજકાલ શું શું નથી થતું ?)

(૧) **અર્થશાસ્ત્રની દ્રષ્ટિએ**—પણ આજકાલ હિંદુસ્તાનના માણસની સરેરાશ આવક વાર્ષિક ૧॥ રૂપીઆ છે. હવે એના ખીસામાં આમ ચાર ખુણે ગોકળ આઠમ ને વચમાં એકાદશી હરીનું ભજન કરતાં હોય, ધોળા ઉંદરડા પડ્યા હોય ત્યાં તે ખુબ ખાવા માટે વધારે ધ્યાન

ખરીદી શકે એ વાતજ અશકય છે ! માટે ખીસાની તબી-યત તપાસવાથીજ થોડું ખાવાની વાત દરેક માણસને માફક ગળે ઉતરી શકશે !

(૩) **શરીરશાસ્ત્ર:**—કહે છે કે માણસ ગમે તેટલી કુદાકુદ કરે, ગમે તેટલા રોટલાનો ઢગલો નજર પાસે કરે, પણ તેથી કંઇ એનું ટેનીસના દડા જેવડું પેટ ફુટબોલ જેવડું કદી થવાનું નથી ! એ કંઈ રબરનો ફુગડો નથી કે જેમ ફુંક મારો તેમ તે મોટો થાય ને પછી ફસ લઇને ફાટી જાય ! થોડું ખાવાથી પેટને જે આરામ મળે છે તે ખુબ ખાવા થકી મળતી કસરત કરતાં વધારે હિતકારક છે. ખોરાક ઘટાડવાથી ઘણા શરીરના અંગોને ચઢેલી ચરબી ઉતરી જાય છે અને તેમના માથામાં ભરાયલો પવન નીકળી જાય છે ! માટે, ખબરદાર પેટને જાપાનીઝ ચીમની ખીચડીની માફક સાચવજો !

(૪) **વૈદ્યકશાસ્ત્રે:**—પેટ અને પેડના બીગાડ પર જેટલું અજવાળું પાડયું છે તેટલું બીજા કોઇ પણ શાસ્ત્રે અંધારૂં પણ નહિ પાડયું હોય ! તે શાસ્ત્રની છેલ્લામાં છેલ્લી શોધ પ્રમાણે અપવાસ પર અપવાસ કરવાથી રોગ માત્ર, જેવા કે ભુખને લીધે આવતી નબળાઇ, દાઢી પર વાળ ઉગવા, બુટ પર ધુળ ચડવી, વગેરે બધા રોગો તરત નાબુદ થાય છે ! આ શાસ્ત્ર માણસને ઓછામાં ઓછું ખવ-ડાવવાની કળા એટલી બધી ખીલવી છે કે હવે તો હોમી-યોપથીના નિયમ પ્રમાણે દવા પણ એકાદ 'ટીપુંજ' ખવડાવવામાં આવે છે ! ને એ વાત ખરી છે કે અમે જે

થોડું ખાવાની વાત કરીએ છીએ તેમાં મુખ્યત્વે બધી દવાઓ પણ સમાઈ જાય છે!

(૫) **માનસશાસ્ત્રની**—નજરે મન, જે વાંદરા જેવું છે તે આખી દુનીયામાં દરેક સારે નરસે ઠેકાણે દોડાદોડ કરે છે. તે મનરૂપી ભેંસને ખાવાનું માંડી વાળવા રૂપી ખીલડે બાંધી રાખવાનીજ તે ઠેકાણાસર રહેશે! બધા યોગીઓએ અનાજને છેલ્લી સલામ કરી જંગલોમાં માત્ર જરાતરા કંદમૂળથી ચલાવી લઈને બીજાઓને ખાવા માટે જે અનાજ બચાવ્યું છે તે યોગ્યજ છે અને તેથીજ તેમના આત્માનું કલ્યાણ થઈ રહ્યું છે, તેઓ યોગ સાધી શકયા છે ને બૈરાંછોકરાંનો વિયોગ સહન કરી શકયા છે!

(૬) **સંસારશાસ્ત્રમાં**—નજર કરતાં રોટલા ટીપી દેવા માટે બીચારા કેટલા મર્દોને બૈરાંઓની દયા પર જીવવું પડે છે? હવે તેમની એ ગરજ કાયમને માટે ફીટાડવી હોય તો લોકોએ, ખાસ કરી મર્દોને, ખોરાક ઘટાડતાં ઘટાડતાં શુન ૦ ડીગ્રી પર આવી જવું અને તે દિવસે કીકાની મા દાઢીમાં હાથ ઘાલતી આવશે!

(૭) **સમાજશાસ્ત્રમાં**—એકલા હિંદુસ્તાનનીજ વાત કરીએ ને ધારી લઈએ કે ૩૩ કરોડ માણસ રોજ ૧૦–૧૫ બંગાળી મણ ભાત ખાતો હોત તો બીચારી ગંગા નદી પર આવેલા ભાતના ખેતરોનું શું થાત એ એક ગંભીર સવાલ છે! ખેતરની શક્તિ જોઈનેજ ઈશ્વરે પેટ આપ્યું હોય એમ લાગે છે અને દરેકને થોડુંજ ખાવાની શક્તિ આપી છે! એક પાશેરના પેટ માટે માણસો ૫૦ પાપ

કરી રહ્યા છે, ત્યાં પાંચ મણનું પેટ આપ્યું હોત તો રોજ કેટલાં પાપ થાત તેની ત્રિરાશી કરીએ તો આખા સમાજ શાસ્ત્રનો તેનાથી ભાગાકાર થઈ જાત! ખેતરની ઉપજ માણસોની સંખ્યા અને વરસના બે બચ્ચાંની ગતિ એ પ્રજા વધારવાની વૃત્તિ જોતાં થોડું ખાઇને બીજાને માટે અનાજ બચાવવમાંજ બંધુભાવ રહેલો છે!

(૮) **રાજ્યશાસ્ત્રમાં**—વધારે ખાવાથી વધારે કર આપવા પડે છે; ખુબ ખાધેલપીધેલને લશ્કરમાં લડવા જવું પડે છે અને મારા ધારવા પ્રમાણે ખાસ કરી માઇકાંકલા શરીરવાળી પ્રજા હોય તોજ સ્વરાજ્ય નિરાંત જીવે ભોગવી શકાશે. આ સંજોગોમાં મને ખાત્રી છે કે કોઈ પણ દીર્ઘ દ્રષ્ટિવાળી શાણી સરકાર ખૂબ ખાવાના મતની ચળવળને ખાસ કાયદો ઘડી દાબી દીધા વગર નહિ રહે અને ખૂબ 'ખાવું' એ 'મીઠાનો દ્રોહ' કરવાના ગુન્હા સમાન લેખવા માટે કદાચ એકાદ કમીટી નીમાય!

આ બધા મુખ્ય શાસ્ત્રોમાં ડીટમારનું ફાનસ હાથમાં લીધા વગર નજર કરીએ તોય ખુલ્લું જણાશે કે બધાંએ "ખોરાક ઘટાડવા તરફજ ભાર આપ્યો છે. ઇતિહાસમાં પણ મહમદ બેગડા સિવાય બીજા કોઇને પણ એ કુટેવ ન્હોતી યાદ રાખજો, ખુબ ખાનારને અકરાંતીયો કહેવામાં આવે! ભૂગોળમાં પણ એક સમુદ્ર સિવાય બાકીના ચાર મહાભૂતો કદી પણ વધારે ખાવાની તરફેણમાં જણાયા નથી! ખગોળમાં સૂર્ય, ચંદ્ર ને તારા પોતે કદી પણ ખાતા નથી, પરંતુ રાહુ ને કેતુને ઉલ્ટા પોતાના શરીરમાંથી

મુદતે ખાવા દે છે અને તે પણ જરાક જરાક ! જાણે સત્યનારાયણનો પરસાદ ! અંકગણિતમાં એકેએક ત્રિરાશી તપાશી જોશો તો જણાશે કે કયાંય ખુબ ખાવાનો એક પણ દાખલો નથી ! ઉલ્ટું તેની જગ્યાએ આવો દાખલો એક માણસ બે રોટલા ખાય તો ૩૩ કરોડ માણસ કેટલા ખાય એવા અક્કલમંદ દાખલા આપી વધારે ખાવા પર અંકુશ મુકી દીધો છે ! આવા દાખલાઓથી બાળકના મગજ પર જે બે રોટલાજ ખાવાની છાપ પડે છે તોય મારે મતે તો વધારે છે અને તેમાં માત્ર એક તોલો રોટલો એટલું પ્રણામ રાખવું જોઈએ ! પહેલાજ દેશી હિસાબમાં એમ રજુ કર્યું હોત તો ઘેર ઘેર બાળકો ઘી ખાંડની તપેલીઓ-માંથી ચોરી કરતાં અટકી શકત !

છેવટ સમાજમાં સુધારા કરવા હોય તો અને સ્વ-રાજ્ય મેળવવું હોય તો પણ 'થોડું ખાવાની' ચળવળ ઉપાડવી જોઇએ ! એ માર્ગ કેટલો અસરકારક છે તે તો એકજ દાખલા પરથી સાબીત થશે કે અસલના જમાનામાં જ્યારે જ્યારે રાજાઓનાં માથાં બગડતાં ને અન્યાય કરી બેસતા ત્યારે ભાટ ચારણો દરબારને આંગણે 'લાંઘવા' બેસતા ! પ્રજા પણ ન્યાય માટે લાંઘવા' બેસતી ! અત્યારે પણ હિંદુ–મુસલમાનની ફાટફુટ સાંધવા માટે ગાંધીજીએ પણ ૨૦ દિવસની લાંઘણ કરેલી ! આ બે સાબીતી બતાવશે કે 'લાંઘવુ' એટલે કે 'ઓછું ખાવું પણ' અથવા ખાવાના બેલ પર ટેબ્લો પાડી દેવો એ જેમ જુનામાં જુની કળા છે તેમ ૨૦ મી સદીમાં પણ તેનું ચક્રવર્તીપણું એટલુંજ તપે છે !

મને હવે આશા છે કે આ પુસ્તકના વાંચકો આ આઠ પાના ભરીને થોડું લખ્યે ઝાઝું કરીને વાંચશે અને વાંચ્યા પછી પીરસેલી થાળીને લાત મારી ( નહિ નહિ, અન્નદેવતાનું અપમાન ન થાય માટે થાળીમાંની સામગ્રીને પાછી તેમની તપેલીઓમાં પધરાવી ) આખા દેશભરમાં ‘ખોરાક ઘટાડક મંડળ’ની ચળવળ જોશભેર ઉપાડશે ! ભલે, શહેરીઓ દેશમાં જાય ત્યારે દેશના માણસો તેમનો ખોરાક જોઇ હસે ! તેમના ભાવ કરીને રાંધેલા ધાન ભલે પડયા રહે ! બસ, આજથી દરેક હીંદી બુટની દોરીની ગાંઠ વાળી રાખે કે ‘ વધારે ખાવું ’ એ પેટના રોગોવાળા માટે પાપ છે ! હરામ છે !

અલબત્ત, બધી વસ્તુઓમાં અમુક વસ્તુઓ ખાવી તો હરામ જ કરવી જોઇએ જેવી કેઃ—

(૧) ગરીબ દેણદારને ત્યાં ઉઘરાણીએ અથવા કજીયા વધારવા કોર્ટોમાં ધક્કા જરા પણ ન ખાવા,

(૨) કોઇની ચાડી તો કદી ન ખાવી. સ્હેજસાજ ચાખવી પડે તો માફ.

(૩) કોઇ કાર્ય એવા ડહાપણથી કરવું કે તેમાં ખત્તા યા ઠોકર ઓછામાં ઓછી જ ખવાય.

(૪) ધંધા એવા કરવા કે જેમાં ખોટ તદ્દન ઓછી ખાવી પડે.

આવી આવી વસ્તુઓ તો અનેક છે, જે તદ્દન ઓછામાં ઓછી ખાવી જરૂરી છે. બાકી બરફી પેંડાની તો હું પોતે જ ના નથી કહેતો, ત્યાં તમારે થોડું ખાવાની કંઇ ખાસ જરૂર નથી ! માત્ર જરા પણ વધારે ખવાઇ જાય તો મીંઢીયાવળની ફાકી જરા વધારે લઇ લેવી ! ! !

# ગુજરાતી ચોપડીઓની લડાઇ.

ઇતિહાસમાં ગુજરાતી ચોપડીઓ વચ્ચે ૧૯૧૪–૧૯૧૮ ના પાચ વરસના વચગાળામાં એક મોટો વીગ્રહ યાને ખુનખાર લડાઈ સળગેલી તે વીષે બહાદુર ગુજરાતીઓએ જાણુવા જેવી આ નોંધ છે! ખાસ કરી ચોપડી બહાદુર જુવાનો અને કલમવીર સીપાઇઓએ તો તે જરૂર જાણુવા જેવી છે, તેમાં પણુ ખાસ કરી એ લડાઇ ૧૯૧૮ માં બંધ થઇને સુલેહનામું થયું, અને તે પછી જે ગુજરાતી ચોપડીઓનો પ્રજા–સંઘ યાને સાહીત્ય પરીષદ હસ્તીમાં આવી તેની નડીયાદ જે આપણુા સાહીત્યક જર્મનીનું પાયતખ્ત છે તે ઠેકાણે જે વાર્ષીક બેઠક ભરાય છે તે પ્રસંગે, પાને પાને વીરતા નીતરાવતા એ ઇતીહાસમાંથી એક પાનું બેદરકારીથી ફાડીને આ તકે ભેટ ધરવામાં હુ આગળ આવું તો હુ નથી ધારતો કે ગુજરાતી દુનીઆ એ ભેટના રાઇ રાઈ જેવડા કટકા કરી પગ નીચે કચરી ‘ઉફ’ કહીને ઉભી રહેશે!

આ ઇતિહાસની એકજ કોરી નકલ છે, જેને અસલ માનવાને મારી પાસે મજબુત કારણુ છે અને તે કારણુ તે તર્ક શાસ્ત્ર જેને આધારે માણુસો કઢી પીવાથી સ્વર્ગ પામી શકે છે! એ કોરી નકલ એક ચોપડી વેચવાવાળાને ત્યાં હું જ્યારે અમુક ચોપડી (જેનું નામ તદન ખાનગી રાખવામાં આવશે) "કાંતો લેવા કાંતો આપવા" ગયેલો તેને ત્યાં વાત કરેતાં મને સ્હેજ મીઠું ઝોકું આવેલું ત્યારે મેં જોયેલી! બદામના મગજની બાધાને લીધે મારી યાદશક્તિ તીવ્ર હોવાથી મેં તે બધું યાદ કરી લીધેલું અને તે 'ઇતિહાસ-માંથી એક પાનુ' (હવે જાણે એક પાનું થાય છે કે દોઢ તે તો છાપખાનાનો કંપોઝીટર જાણે) હું અહીં રજુ કરૂં છું. મને ચોકસ યાદ છે કે એ બુકસેલરને ત્યાંના કબાટમાં ચોપડીઓની જે વસ્તી વધી પડેલી તેને બીજો ધંધો નહી હોવાથી માંહો માંહે આ લડાઇનો ધંધો તેમણે માંડેલો અને માંખ મારતો આજકાલ કયો વેપારી કોર્ટે ચઢતો નથી?!

બાબત એમ બનેલી કે ગુજરાતી સાહિત્ય જગત નામનો દુનીઆમાં એક ખંડ છે જેને મુર્ખા ભુગોળશાસ્ત્રીઓ યુરોપ કહે છે (!) તે ખંડ નરસિંહ મ્હેતા નામના એક'કાળા આદમી'એ સ્થાપેલો! દહાડે દહાડે એ ખંડમાં પેટાખંડ પડતા ગયા અને ૧૯૧૪માં તો તે ખંડમાં અનેક નાના રાજ્યો હસ્તીમાં આવેલાં, જેની ભુગોળ આ પ્રમાણે રચી શકાય:—

પુર્વમાં છાપાવાળાનું રશીઆ.

પશ્ચીમમાં ઉદયોગી, વ્યાપારી અને ગણત્રીબાજ દેશ

અમદાવાદ જે ગુજરાતનું લંડન છે.

ઉત્તરમાં વેરાન માળવા રજપુતાનાનું સ્વીડન અને નોર્વે દક્ષીણમાં મુંબાઇનો ભુમધ્ય સમુદ્ર.

વચમાં: કવી નાનાલાલનું કાઠીયાવાડ જે આપણું જરમની છે !

જરમનીની જમણી બાજુમાં ગોવર્ધનરામનું નડીયાદ જે હાલ ઓસ્ત્રીયા તરકે ઓળખાય છે અને તેની "અંદરનું અંદર"ને "બ્હારનું બ્હાર" (ઉરદુમાં કહીએ તો નીમે દરૂ, નીમે બરૂં) મુન્શીનું ભરૂચ છે જેને હાલ હંગરી કહેવામાં આવે છે. તેની ડાબી બાજુમાં 'શાળોપયોગી ગ્રંથોનું બેલ્જીયમ અને તે પછી રંગીલા પ્રેમાનંદનો ફ્રાંસ દેશ જેની રાજધાની વડોદરા (જે ગુજરાતનું, પારીસ કહેવાય છે) તે આવેલું છે. એ ખંડથી તદન ઉલ્ટીજ દીશામાં બુકસેલરો અને ફેરીઆઓનું અમેરીકા છે. અને તે એક ખંડજ છે જયાં રૂપીઆભાઇનું રાજ ચાલે છે !

આ બધા રાજયોની ૧૯૧૪ પહેલાં રાજ્યદ્વારી સ્થીતિ એ હતી કે પેલા અમદાવાદમાં અંગ્રેજો યાને "કટાર, ખંજર, ઝેર, ખુન; ભેદ" વગેરે અંગ્રેજી ચોપડાઓનું રાજ ચાલતું અને સમસ્ત ગુજરાત નામનો એક દેશ જે હીંદુસ્તાન કહેવાય છે ત્યાં પણ એનું રાજ ચાલતું ! તે પ્રજાની હકુમતમાં 'બૃહત્ ગુજરાત, નામના અનેક સંસ્થાનો હતાં તે વખતે પેલા જર્મનીના 'જયાજયન્ત' અને 'ઉષા'ની ચઢતી જોઇ આ અમદાવાદી ચોપડીઓને ચીંતા પેઠી એ ચોપડીઓ લડાઈ જગાડવા કોઇ લાગ જોતી હતી પણ કયાંય થાગ લાગતો નહોતો ! આખરે એ તક સાંપડી.

બાબત એમ બની કે ઓસ્ત્રીયા નામના નડીયાદ દેશનો રાજકુંવર, નામે સરસ્વતીચંદ્ર 'ધાર્મીક ગ્રંથો' નામના સર્વીયા દેશમાં, સ્હેજ હવા ખાવા ગયેલો ત્યાં તેનું કોઈએ ખુન કર્યું! નડીયાદને ગુસ્સો ચઢયો ને ગુન્હેગારને પોતાને હવાલે કરવા તેણે હઠ કરી પરંતુ આ સર્વીઆએ "પોતેજ પોતાના દેશમાં ગુનેહગારની ખબર લેશે" એમ સામી હઠ કરવાથી ગોવર્ધન–સાહીત્યે 'ધાર્મીક ગ્રંથો' સામે લડાઇ જાહેર કરી! મુન્શીના પુસ્તકોનું હંગરી તો એમાં પહેલેથી ભળેલું હતુંજ પરંતુ નાનાલાલનું જરમની "શીષ્ટ સાહિત્ય" નામની સંધીદ્વારા એ દેશ સાથે સુખદુઃખમાં ઉભા રહેવા બંધાયલું હોવાથી તે પણ એની સાથે જોડાયું. આમ એક બાજુ ત્રણ દેશ થયા.

બીજી બાજુ 'ધાર્મીક ગ્રંથો' સાથે છાપાંઓનું રશીઆ પણ એજ રીતે ભળ્યું ને છાપાંઓની સાથે વડોદરાની મીઠી ગરબીઓ અને આખ્યાનોને પણ ઢસડાવું પડયું! વડોદરાને લીધે અમદાવાદને પણ એ લડાઈમાં જોડાવું પડયું, જો કે તેને તો એજ જોઇતું હતું!

બસ; આ રીતે આખા યુરોપના રાજયો યાને ગુજરાતી સાહિત્યમાંની બધી ચોપડીઓ છાપાંઓ વગેરે યુધ્ધે ચઢયા.

એક બાજુ કાઠીયાવાડનું પ્રેમ શૌર્ય સાહિત્ય નડીયાદની વિદ્વતા અને ભરૂચની કલ્પનાશક્તિ હતા જેની સાથે પરચુરણ લેખકોનું તુર્કસ્તાન પણ ભળ્યું જયારે બીજી બાજુ અમદાવાદના હલકાં પુસ્તકો, ધાર્મીક ગ્રંથો, ફ્રાંસના

રસીલા આખ્યાનો, શાળોપયોગી ગ્રંથો, અને છાપાંઓનું રશીયા વગેરે હતા. એમજ માનોને કે વઢવાણથી કવિ નાનાલાલના પુસ્તકોએ ભરૂચ નડીયાદની મદદ લઈ અમદાવાદ વડોદરાપર ચડાઇ કરવા તે દીશામાં લશ્કરો દોર્યાં જે સામે બાકીનું આખું સાહિત્ય જગત સફ સમારીને ઉભું હતું. આમ છતાં ‘ જયા જયન્ત અને સરસ્વતીચંદ્રે ’ શાળોપયોગી ગ્રંથોની જમીનપર પોતાના ઘોડા વ્હેતાં મુકયાં જેથી ફરી વડોદરાને જીતી લઈ ત્યાંથી અમદાવાદની ઝેરી તોપોને મ્હાત કરતાં કરતાં રાજનગર જીતી શકાય !

તોપો ફુટી ( છાપખાનાના મશીને છાપવાની શરૂઆત કરી ) ! બંદુકો છુટી ( એટલે નાના નાના લેખકો તરફથી ચર્ચાપત્રો, નાની ચોપડીઓ વગેરે ઉડવા લાગી),વાજાં વાગ્યા (એટલે સભાઓમાં ભાષણો ગજવવામાં આવ્યા),વાવટા ચડયા(એટલે જાતજાતની જાહેરખબરો થઇ)હજારો ‘જયાજયંત ને ‘ઉષા’ હજારો “ સરસ્વતીચંદ્ર ” હજારો “વેરની વસુલાત” અને “ગુજરાતના નાથો” દુશમનોપર તુટી પડયા. વડોદરા લગભગ પડવાની અણીપર હતું. શાળોપયોગી ગ્રંથો તો કે ‘દા’ડનાય પગ નીચે છુંદાઈ ગયા હતા. ધાર્મિક ગ્રંથોનું તો ગજુંજ ન્હોતું. અમદાવાદની ઝેરી ચોપડીઓ તો ધ્રુજી ધ્રુજી રહેલી. દોઢ વર્ષમાં તો આ ત્રણ દેશોએ કહેર વરતાવી મુકયો.

બસ આ વખતે અમદાવાદે પોતાને તાબેના હીંદુસ્તાન દેશમાંથી સમસ્ત ગુજરાતને પોતાની મદદે બોલાવ્યા અને વડોદરા પડતું અટકી પડયું. આ બ્હાદુર ગુજરાતી-

ઓએ આમ પેલા અમદાવાદી સાહિત્યની રક્ષા કરી, કારણ કે એ પુસ્તકોએ આ પ્રજાને જે લગભગ ગુલામી બનાવી દીધી હતી, તેમાંથી જલ્દી છુટી કરવાના તેને લાખો અને કરોડો વચનો આપ્યા હતા, પણ આમ છતાં અમદાવાદના પુસ્તકો કબાટોમાં પાછળ સંતાઇને બ્હીકના માર્યા છપાઇ રહ્યા હતા. તેમને બચવા માટે કોઇ બારી ન્હોતી જણાતી. નવા સાહિત્યના પુસ્તકો પુરતા જોરમાં હતા. પણ ઈશ્વરે બધાના પાસા ઉંધા માર્યા. બુકસેલરો અને ફેરીઆઓનો દેશ અમેરીકા આ બધા રાજ્યોની વ્હારે ધાયો. અમદાવાદે તેની મદદ માંગતી વખતે 'આત્મનિર્ણય'નો જવલંત સિદ્ધાંત રજુ કર્યો હતો અને દલીલ કરી હતી કેઃ

"તમેજ અમને ખરીદી લાવ્યા, તમારી નજરે તો બધા પુસ્તકો સરખાં હોવા જોઇએ. પણ આ નવા દુશ્મનો તમારી ચુપકીદીનો લાભ લઈ અમોને પૃથ્વીના પટ પરથી ભુંસી નાંખવા માંગે છે તેવો જુલ્મ તમે ઉઘાડી આંખે સાંખી શકશો ખરા ? પુસ્તકોના જગતની શાંતિ અર્થે પણ તમારે બ્હાર આવવું જોઇએ."

બસ ! ટેબ્લો ! એ દેશ આ નવા સાહિત્યના ચોપડાઓ પર ખીજવાયો. તેણે અમદાવાદની વ્હાર કરી. આમ ત્રણ સામે તેર જણ મળતાં આખરે પરિણામ એ આવ્યું કે ૧૯૧૮ માં આ કાઠીયાવાડી નડીયાદી ભરૂચી પુસ્તકોને હથીયાર નમાવવા પડયા ને સુલેહ થઇ.

હવે અત્યારે એ ત્રણ દેશોના પુસ્તકો જીવનવિગ્રહમાં

સપડાયા છે જ્યારે પેલા અમદાવાદી, વડોદરીયા, વગેરે પુસ્તકો પાછા એટલા જોરમાં આવ્યા છે કે હવે તો તેઓ બુકસેલરોને પણ ગાંઠતા નથી. છાપાંઓનું રશીયા પણ આ અમદાવાદી ચોપડીઓની કપટ નીતિની રમત પામી ગયું અને હવે તો તેણે પોતાનો જુદોજ વાડો કરી લીધો. ગોવર્ધનરામ તો સ્વર્ગમાં જતા રહ્યા. નાનાલાલ લગભગ નિવૃતીમાં છે અને મુન્શીજી જરા ખટપટમાં પડી ગયા. બસ, સાહિત્ય જગતના યુરોપ ખંડમાં આમ મુખ્ય ત્રણ કાંટાઓ દુર થતાં અમદાવાદી ચોપડીઓએ હવે દુનીઆપર રાજ કરવા માંડયું છે. પ્રજાસંઘને નામે સાહીત્ય પરીષદને એવી રમાડી છે કે પરીષદ તેમની કપટ નીતી માટે એ ઠરાવ તો શું એક શબ્દ પણ બોલે તેમ નથી!

હજી ઘુરકા ઘુરકી ચાલે છે અને વળી પાછો એ ચોપડીઓમાં બીજો દાવાનળ ક્યારે ફાટશે, કઇ કઇ ચોપડીઓ કબાટોની અભરાઈપર આથડી પડશે તે ચોક્કસ નથી.

દરમ્યાન બુકસેલરો પોતાના રોકાયલા નાણા પાછા કાઢી લે તો સારૂં, નહી તો છેવટ વીમો ઉતરાવે તો સારૂં!



## વિહચિત્ર પાટીયે !

“ છત્રી પર નામ ચીતરનાર ” અથવા “ નામના પાટીયાં સસ્તાં ચીતરનાર પેન્ટર આ ગલીમાં અંદર બેસે છે. ” એવી મતલબનું પાટીયું વાંચી હું તે ગલીમાં પેઠો. તો ત્યાં તો દરજી બેઠેલો ને તેણે કહ્યું કે “ પેન્ટર ઓંહીંથી ખાલી કરીને કયેંક ગયા સે. કેણીપા તે અમને નહી ખબર !” એ દરજીની ઉલટપાલટ તપાસ કરતાં માલુમ પડયું કે તે પેન્ટર જાતે દક્ષિણી હતો અને “ ગુજરાતી ” પાટીઆ પણ ‘ હારા ’ ચીતરતો હતો !

આ પ્રમાણે મને એક ખોટો ધક્કો તો થયો પરંતુ એથી મારી વધુ ખાત્રી થઇ કે પાટીયાં પર જે ચીતરવામાં આવ્યું હોય તેમાં એકદમ વિશ્વાસ મુકી દેવો ઠીક નથી ! કદાચ વિશ્વાસ ભુલે ચુકે મુકાઈ જાય તો બ્હાદુરીથી પાછો ખેંચી લેવામાં નફો છે !

મારે બે કામ હતા; એક જાણે કોઈ ઘર ભાડે આપ-વાનું હોય તો તે શોધવાનું અને બીજુ કદાચ તેવું મને ઘર મળી જાય તો અત્યારથીજ "ખાલી કરવાની નોટીસ ચીતરાવી રાખવા માટે એક પેઇન્ટરનું. પરંતુ પેઇન્ટર પોતેજ ખાલી કરવાની નોટીસ આપ્યા વગર બીજે રહેવા ચાલ્યો ગયેલો જોતાં આપણે પણ વગર નોટીસે બીજે ઠેકાણે જતા રહેવાનું નક્કી કર્યું અને તે બીજું ઠેકાણું શોધવા હવે વળ્યો.

"જ્યાં જ્યાં નજર મારી ઠરે
ત્યાં પાટીઆ "ટુ બી લેટના."

સાક્ષર શ્રી મણીભાઈના કાવ્યમાં કહ્યું તો મુંબઈમાં માળે માળે ઉપરની લીટીઓમાં જણાવ્યા મુજબના હાલ હતા. જ્યાં જુઓ ત્યાં કંઇને કંઇ ભાડે આપવાનું હોયજ ! છેવટ ઓરડી દીવાનખાનું કે બ્લોક કશું ખાલી ન હોય તો પણ ઓટલો અથવા દાદર પાછળની જગ્યા અથવા ઓટ-લાના પેટામાં આવેલું ભોંયરૂં તો જરૂરજ ભાડે આપવાનું હોય ! હવે તે બધી ચીજો ખરેખર ભાડે આપવાની છે કે નહી તે તો ભાડાનો આપનાર જાણે. બાકી પાટીયામાં તો એમ લખેલું હોય છેજ. મેં એક ઠેકાણે વાંચ્યું.

**********************
* ભાડે આપવાનું છે *
* અંદર ભૈયાને પૂછો. *
**********************

મેં એ પાટીઆ પર વિશ્વાસ મુકી 'અંદર ભૈયાને પુછવા માટે' ભૈયો શોધવા ચારે માળ પર તપાસ કરીને નીચે ઉતરી આવ્યો ત્યારે એક 'દગડુ ગેનુ' એ કહ્યું કે "ઈકડે ભયા બૈયા નહી; મેતાજી આહે તે ચાહ પીઆલા ગેલે. શેઠચી દુકાન કાપડ માર્કીટ મધી હાયે તે તુમી તીકડે વિચારા." વળી પાછો દગો! વિશ્વાસઘાત! વળી પાછો મે પાટીઆમાં વિશ્વાસ મુકયો ને વળી મારો વિશ્વાસ રબ્બરના દડા માફક ઉછળીને મનેજ પાછો વાગ્યો! આમ જ્યાં પાટીઆ હોય ત્યાં તો ખરેખર તપાસ નજ કરવી જોઇએ એવી હવે મેં ગાંઠ વાળી છે અને જે માળામાં બારીઓ બંધ દેખાય એજ ઠેકાણે કદાચ ખાલી હશે એમ એ નીશાની પરથી માનીને માત્ર એવાજ માળામાં ભાડાની જગ્યા માટે તપાસ કરવાનો મેં હવેથી સંકલ્પ કર્યો છે.

મારો સંકલ્પ રહ્યો મારી પાસે. પરંતુ ઉપલા બે પરાક્રમો શું બતાવે છે? એજ કે જેમ માણુસોમાં નામ પ્રમાણે ગુણ હોતાં નથી, જેમ રત્નમણીશંકર નામું લખે છે. અમરસંગનું આવતી કાલે ઉઠમણું હોય છે, સરસ્વતી દેવી ચાર અંગડીના ચાર દુ દશ આના ચુકવે છે તેમ પાટીઆઓમાં પણ નામ પ્રમાણે ગુણ ઘણીવાર નથી હોતા, કેટલાક પાટીયાં ઉપર પ્રમાણે છચોક છેતરે છે અને ઘણા પાટીયાં તો લગભગ વિચિત્ર હોય છે કારણ કે "તે સઘળા ગુજરાતી પાટીયાં ચીતરનાર પેન્ટર" દક્ષણી હોય છે.

એક વેપારીનું જેમ મોટું પાટીયું હોય તેમ માનવું કે તેનો ઓછો વેપાર છે! દાખલા તરીકે તેનું પાટીયું એક સુતેલા માણસ જેટલું લાંબુ હોય તો તેના ચોવીસ કલાકમાં ચોવીસ માનીયે અને દશ માણસ જેટલું લાંબુ હોય તો શા ઘરાક માનવા! 'ફલાણા ફલાણા મર્ચન્ટ અને ઢીંકણા ઢીંકણાના એજંટ' એમ ચીતરાવ્યું હોય ત્યારે માત્ર તે કોપરાં ખોખવાનો ધંધો કરે છે એમ માનવું! આ તો જો કે નામ મોટા ને દર્શન ખોટા રાખનાર પાટીઆની વાત થઇ પરંતુ મુંબઇ ગામમાં વિચિત્ર પાટીઆ તો તમને પાટીયે પાટીયે જડશે! લ્યો માંડો ગણવાઃ—

એક ઠેકાણે પાટીયું અડધું ચીતરીને સાંજ પડવાથી પેન્ટર ચાલ્યો ગયેલો અને પાટીયામાં અહીં સુધી લખેલુંઃ—

"એસ. મફત × ×" એસ. મફતલાલની કું. હશે! એક બીજે ઠેકાણે લખેલુંઃ—

"ભાડે આપ × × ×"

પ્રાર્થના સમાજ પરના પાટીયા પર લખ્યું છેઃ— "પંઢરપુર × × × ને મદત કરો." આમાં 'દ' ને ઠેકાણે 'ત' ઘુસી જવાનું શું કારણ હશે તે પેન્ટરના નામ પરથી તરત જણાઇ આવે! આવી ભુલ, તે સમાજના સેક્રેટરી શા. ત્રિવેદી જાણીતા ગુજરાતી છે છતાં જણાય ત્યારે હસવું ને દયા બંન્ને સાથે દોડયા આવે છે.

જામલી મહોલ્લામાં ‘છત્રીના ડાકટર’ અને બીજા એક મોહલ્લામાં ‘પ્રાઇમસ સ્ટવની હાસ્પીટલ’ ના પાટીયા જણાય છે!

અનેક પાટીઆઓમાં ગુજરાતી વ્યાકરણનું ખૂન શબ્દે શબ્દે જડશે, એક ઠેકાણે “કોલફીલ્ડના કોલસા” ને બદલે “કોલ્ડફીલ્ડના કોળસે” લખેલા છે! આવો છબરડો તેજ પીંછીએ કરેલો છે જે ‘રામ આવેલી ને સીતા ગયેલો’ લખે છે!

હોટલોમાં કોઇ ઉપહાર ગૃહ લખે છે કોઇ ઉપાહાર ગૃહ લખાવે છે; હવે માત્ર ઉપવાસ ગૃહ લખાવું બાકી છે!

પાટીઆનો નાદ એક પાનવાળાને પણ લાગેલો અને તેણે તો અંગ્રેજીમાં ઝૂકાવ્યું કે “ઉત્તમ પાન ખાવાનું એક પૈસાથી!”

મુંબઇના પરામાં એક ઠેકાણે “ઢેડ છના ભગા |છે | નથી|નું પાટીયું છે! ઘણા મહાન વેપારીઓના પાટીઆમાં ‘છે’ એવું હોય છે ત્યારે ઓફીસમાં એ ભાઇ સાહેબ ખરેખર નથી હોતા! પાયધુની પાસે એક ચોપડી-વાળો છે જેણે અનેક પાટીઆ લગાવેલા છે પણ જ્યારે ઉપર ચઢીને જોયું ત્યારે એક બાજુ ચોપડીના કબાટો ને બીજી બાજુ રસોઇ થતી હતી! શું કરે જ્યાં પેટ ને ધંધો બંન્ને નભાવવાના હોય ત્યાં?!

કેટલાક પાટીયાઓ પર ‘માળ’જ લખ્યો હોતો નથી અને તેમના માલીકો પાછા મોટા જાહેર પુરૂષ એવા કે છેક ચોથે માળ સુધી પુછી આવે પણ દરેક જણ જવાબ

દેશે કે એ નામનું કોઇ માણુસ અહીં રહેતું નથી! ભોંયતળીએ આવો ત્યારે બહાર રમતી તેની છોકરી પરથી માલમ પડે કે, એ ભાઇશ્રી ભોંયતળીએજ રહે છે!

આવા બધા વિચિત્ર પાટીયાંનો શું ઉપાય? મારે મતે એકજ ઉપાય છે અને તે માત્ર હોળી ખેલૈયા તોફાની છોકરાઓ સારી રીતે જાણે છે! હું નથી ધારતો કહેવાની જરૂર હોય!

---

## સામયિકોની નાત અને તેમના કેટલાક રિવાજો !

કોઇપણ નાત ઇચ્છવાજોગ છે કે નહિ તે સવાલ બાજુએ મુકીએ તોય નાતોના ઇતિહાસ પરથી સાફ જણાય છે કે 'નાતો પાડી પડતી નથી, પરંતુ એની મેળે પડે છે.' ધંધા ભાઇઓ હોવાને લીધે સંબંધ કુદરતીજ વધતો જાય. સૌથી પહેલો વ્યાપારી સંબંધ બંધાય પછી તે મિત્રતાનું સ્વરૂપ પકડે અને છેલ્લે સામાજીક સંબંધમાં વીકાસ પામી તે એક નાતમાં પરિણમે છે આ તેનો વિકાસક્રમ. અત્યારે પણ કલાર્ક કલાર્ક વચ્ચેનો સંબંધ જોતાં ઘડીવાર એમ માનવા મન થઇ જાય છે કે બંને 'એક નાતીલા' છે.

આજ પ્રમાણે સામયિકોની વાત બની ગઇ છે અથવા બની રહી છે. (in process of construction) એમ કહીએ તો ચાલે ! સુધારકોની ઝુમો છતાં નાતોનું કારખાનું પોતાનો કાયદેસર ધંધો શાંતિથી ચલાવી રહ્યું છે. તે કાંતો તેના બ્હેરાપણાને લીધે અથવા પેલી ઝુમોની માંદગીને લીધે!

હવે જાણે એ નાત બની રહે ત્યારે તેને ભુંસી નાંખવી કે નહિ અથવા તેને બનતીજ અટકાવવી એ કામ આપણે નાત શત્રુઓપર છોડીએ. આ તકે તો એ નાતની પડી ગયેલી, પડતી જતી કેટલીક રૂઢીઓ ન્યાય છે કે નહિ તે તપાસવું જરૂરી છે. મારે મતે પેલી સામાજીક નાતોની માફકજ આ નાતમાં પણ કન્યાવિક્રય, વર વિક્રય, વાંકડો, બાળલગ્ન, વૃદ્ધલગ્ન, વૈધવ્ય પાલન વગેરે રિવાજો ધીમે ધીમે જુદા સ્વરૂપમાં ઘુસતા જાય છે ! "સાધુના સાલ્લામાં તે શેતાનો" કોણ કોણ છે તેની તપાસ કરીએ.

બહુ પત્નીવાદ ! સમાજ એટલે નાતોનો સમુહ. અને નાત એટલે કુટુંબોનો સમુહ. એક પુરૂષ અને એક સ્ત્રી એ બેમાંથી કુટુંબ જનમતું હોવાથી નાતનું મુળ 'વર અને કન્યા' માં છે ! આપણી નાત સાબીત કરવા માટે વર કોણ અને કન્યા કોણ એ એકવાર નક્કી કરી નાંખીએ એટલે આપણને બધો તાળો મળી રહેશે !

બહુ વિચાર કરતાં મારે મતે એક 'સામયિક' તે 'વર' લાગે છે અને એક 'લેખ' તે 'કન્યા'! 'વર'નો બાપ તે તંત્રી છે અને વરની મા તે પેલો વ્યવસ્થાપક અથવા મેનેજર ! 'કન્યા'નો બાપ તે 'લેખક' અને કન્યાની મા તે

'લહીઓ' (copyist અથવા Typist) જે ઘણે ઠેકાણે મરી ગયેલી હોય છે! હવે વચમાં માત્ર 'ગોરબાપા' બાકી રહ્યા જેનું કામ પેલો 'મુદ્રક' અથવા 'છાપક' કરે છે! નથી તેને કન્યા કેવી છે તેની ચિંતા કે નથી તેને વરની લાયકાતની ફીકર! એતો બસ વરના ખોળામાં (!) કન્યાને બેસાડવાનું કામ यावतचंन्द्र दिवाकरौ (એમ નહિ પણ यावत मुद्रणकार्यम् मशीनम् करोति એમ જોઇએ!) કર્યાજ કરે! એમના લગનની જાનમાં એક ટપાલી સિવાય બીજો કોઇ ગૃહસ્થ હાજરી આપતો જણાયો નથી! આને ગાંધર્વ લગ્ન કહીએ તો ચાલશે! માત્ર જુજ પ્રસંગોએજ ચાર પાંચ સાહિત્ય સેવકોની હાજરીમાં કોઇ તંત્રીને લેખ હાથોહાથ આપવામાં આવે છે જે પ્રથા આપણી સામાજીક નાતોની ચાલુ લગ્નપ્રથાને મળતી આવે છે! 'કન્યા' પોતેજ પોતાનો વર પસંદ કરી લે એવા સ્વયંવર લગ્નો માત્ર એક સાક્ષરને ત્યાંજ થાય છે જ્યાં વરના બાપોનો એક લેખ માટે સતત દરોરો હોય છે!

'વર કોણ ને કન્યા કોણ' એ વિષેનો મારો નિર્ણય જો મંજુર કરવામાં આવે તો બહુ પત્નીવાદ તો પહેલી જ નજરે સાબીત થાય છે દરેક 'વર' કોઇ એકજ નીતિને (policy) કે રૂચીને વળગી રહેતો નથી, પરંતુ 'અંકેઅંકે કુંવારો' હોય તેમ નવનવી વહુઓ લાવીને બેસાડે છે! 'સાહિત્ય' નામના વરના બાપે એકવાર સુચના કરી હતી તે મુજબ દરેક માસિક અમુક વિષય પોતાનો કરી મેલે અને એ રીતે એક પત્નીવૃત પાળે તો તે આ નાત કેટલી

સુખી થાય તે વિચારવા જેવું છે, પરંતુ તેને બદલે અત્યારે તો આપણે એવુંજ જોઇએ છીએ કે એક પણ સામાયિક અમુક ખાસ વિચારનુંજ પત્ર (Views paper) નથી હોતું પરંતુ જુદી જુદી નાત જાતની રૂચીદેવીઓ પોતાના સંસારમાં રજુ કરે છે! નામ હોય શિલ્પ શાળા' ને તેમાં લેખ આવે 'સંગીત શાસ્ત્ર'નો! માસિક હોય માત્ર 'વિનોદ' નું ને આવે ત્યારે 'કરૂણ આત્મકથા'! ઇચ્છવાજોગ છે કે દરેક વરે એકજ પત્ની લઇને બેસી જવું જોઇએ.

**કન્યા વિક્રય.**

હવે બીજે નંબરે કન્યા વિક્રય જોઇએ. આ નાતમાં પણ કન્યા વિક્રયનો વેપાર ચાલે છે અને તેને ઉત્તેજન આપનારા કોઈ લેખભુખ્યા તંત્રીઓ અને રૂપીઆ ભુખ્યા સાક્ષરો છે! વરના માબાપો મનમાનતાં નાણાં કાઢી આપે તેનેજ આ કન્યાના બાપો કન્યા "પધરાવે" છે!

કેટલેક ઠેકાણે કન્યાના ભાવ 'ફર્મા' વર (ફર્મો એટલે આપણે અહીં એક વેંત ગણીએ તો ચાલશે!)બોલાય છે જેમકે એક ફર્માના લખાણના ચાર રૂપીઆ; વધારેમાં વધારે ભાવ રૂા. ૧૦) એક વરના બાપે એક કન્યાના બાપને આપેલો જણાયો છે! એટલે કે આઠ વેંતની કન્યાના દરેક વેંત પર રૂા. ૧૦)!

**વર વિક્રય—**

પણ એટલું મારે કહેવું જોઇશે કે સામાયિકોની આ નાત કન્યા વિક્રય કરનારી જૈન, વૈશ્ય વગેરે કોમોને મળતી

આવે છે, તેના કરતાં વાંકડો કે પહેરામણી લઇને વર વિક્રય કરનારી અનાવિલ, પારસી અને બંગાળી કોમને વધારે મળતી આવે છે કારણ કે આ નાતમાં વર વિક્રયનું જોર કન્યા વિક્રય કરતાં વધારે છે ! અનેક વરના બાપો પોતાના કંદોરાના પહેરનાર સુરતીઆને એટલા મોંઘા ગણે છે કે તેઓ અનેક માંગાઓ પાછા વાળે છે ! આવા સારા કન્યાના બાપો તરફથી પડાપડી એવી જબરી હોય છે કે કેટલાકો તો કન્યાને તેના ઘરમાં પરાણે બેસાડી આવે છે ! કન્યાઓનો મુસળધાર વરસાદ વરસતો હોય છે અને તેમાંથી અમુક અંક માટે કોની સાથે દીકરાને પરણાવો તે નક્કી કરતાં વરનો બાપ કાને કલમ ખોસીને લાંબો થઇને સુઇ જાય છે ! તેમાંની ઘણી કન્યાઓ જો ટપાલની ટીકીટ નામનાં પોતાના રથ સાથે આવી હોય તો તો વરનો બાપ તેમને પીયેર તેમનાજ રથમાં પાછી ધકેલે છે અને જે કન્યાઓ પોતાનું વાહન સાથે નથી લાવી હોતી તેને 'પાંજરાપોળો' (કચરાની ટોપલીનો દેખાવ લગભગ પોપટના પાંજરા જેવોજ છે ને ?) માં મુકી આવે છે ! બાકી વધેલી કન્યાઓ વરના બાપની પસંદગી પામતાં તે મહિના કે અઠવાડીયા માટે વર સાથે ઘરવાસ ભોગવી શકે છે ! કેટલાકો પૈસા આપીને લેખો છપાવે છે. જા. ખ, તરીકે !

કન્યા કેળવણીની ઓછપ !

આ પડાઇડીમાં કન્યાઓ પણ કેવી કેવી આવે છે તે જ્યારે આપણે જોઇએ ત્યારે આંખો બંધ કરવી પડે છે,

ઉલટી થાય છે. અપચો થઇ આવે છે ! મારા એક તંત્રી તરીકેના અનુભવ દરમ્યાન મેળવેલા આંકડાઓ રજુ કરીને કહું તો એ પડાપડીમાં ૭૫ ટકા કવિતા દેવીઓ ( તેમાં પણ કાણી કુબડી પાંગળી વધારે) ૨૦ ટકા વાર્તા દેવીઓ જ્યારે ઉપયોગી વસ્તુઓ સાથે લઇ આવતી જ્ઞાનદેવાઓ માત્ર પાંચજ ટકા હોય છે ! ગુજરાતી જીવનમાં આટલી બધી કવિ કવિતા ક્યાંથી ઉગી નીકળી એ માટે મને જબરૂં આશ્ચર્ય થાય છે !

લાજનો રિવાજ.

આ કન્યાઓમાં લાજનો રિવાજ પણ પ્રચલિત છે એમ કહીએ તો ચાલે ! કારણ કે તેઓ બીજા કોઇ મુરતીયાનું મોઢું જોવા જઇ શકતીજ નથી, તેમજ એક પ્રેસ એટીકેટ જાણીતી છે કે જ્યાં સુધી અંક બ્હાર ન પડે ત્યાં સુધી કોઇ પણ છપાતો લેખ કોઇને બતાવવો કે વંચાવવો કે કોઇ વાંચવા ઈચ્છા કરે તો તે અસભ્ય ગણાય છે. એટલે કે જ્યાં સુધી લગ્ન જાહેર ન થાય ત્યાં સુધી વહુ પડદામાં રહે છે !

વરનો બાપ ઉંચો !

આ નાતમાં વરના બાપના ગર્વ માટે પણ કન્યાના બાપને કંઇ ઓાછી ફરીયાદ નથી ? “ લેખ એકજ બાજુએ લખવા, શાહીથી લખવા, સ્વચ્છ અક્ષરે લખવા; ટપાલની ટીકીટ નહિ હોય તો પાછો મોકલવામાં આવે, તંત્રી પોતાની સગવડે લેખ દાખલ કરશે; તેમના લેખ માટે તંત્રી

જવાબદાર નથી" વિગેરે આ બધા નિયમો માસિકોમાં જોઈએ છીએ ત્યારે તે વરના બાપ પર કન્યાના બાપને ગુસ્સો નહિ ચઢતો હોય ? વળી ટપાલની ટીકીટ બીડી હોય છતાં જવાબ ન મળે, લેખ પણ પાછો ન મળે, અનેક મહિનાઓની ઢીલ પછી છપાય, જે અંકમાં છપાય તેની નકલ કન્યાનો બાપ જોવા ન પામે, એ બધી તેની આપ-ખુદી જોતાં ખાત્રી થાય છે કે વરના બાપના મિજાજનો પાર નથી ને તે પોતાને વેવાઇ કરતાં ઉંચો માને છે ! કે-ટલાક તંત્રીઓ તો 'રીવ્યુ માટે મોકલેલા પુસ્તકો ગણીએ જેને આપણે (Girl on approval) પસંદ પડે તો રખાય તેવી કન્યા તેની સમાલોચના માટે અખાડા કરે છે અથવા સમાલોચના લે છે તો તે અંકની એક નકલ પણ વિવેક ખાતર મોકલતા નથી.

આ એક કઢંગી રૂઢિ છે અને તેની વિરૂદ્ધ કન્યાના બાપોએ વિરોધ જાહેર કરવા માટે સભા મેળવી ઠરાવ કરવો જોઇએ !



**બાળલગ્નો !**

આ નાતમાં બાળલગ્નનો પાર હોય તો વળી એ નાતજ શાની કહેવાય ? સુરજ ઉગે ને તેની સાથે કેટલાક નવા વરો જન્મે છે, નવી કન્યાઓ જન્મે, ને પાછાં તેમના તરત લગ્ન થઈ જાય છે તેથીજ આવા બાળવયમાં પરણેલા વરઘોડીઆનું જન્મ કરતાં મરણ પ્રમાણ વધારે છે !

**વૃધ્ધ લગ્ન !**

આ રિવાજ પણ ક્યાંક ક્યાંક જણાય છે. કેટલાક સામાયિકો ઘરડાં ખખ થઇ ગયેલા હોય છતાં તેમના સંસારમાં મોટી ઉમ્મરની (પુખ્ત વિચારની) કન્યાઓ ન મળવાને સબબે કાચી વયની કન્યાઓ સ્થાન પામે છે ! કેટલીક કન્યાઓ એટલી બધી મોટી ઉમ્મરની થઇ ગઇ હોય (એટલે કે વિચારો તદન જુના જમાનાના, વેદના વારના, કે કોચરાની સાલના હોય) કે તેમની સાથે લગ્ન કરવામાં દેખીતું કજોડું લાગે છતાં ખીલતા જુવાનવરો તેમની સાથે હસ્તમેળાપ કરે છે !

**સતી થવાનો ચાલ ?**

દરેક કન્યા જે સામયિકના જે અંકને પરણી હોય તે અંક નીકળી ગયા પછી તેની સાથેજ મરે છે ! તેને તેની સાથે મરવું પડે છે !

**નાતરાનો રિવાજ !**

છતાં કેટલીક કન્યાઓ તે અંકના મરી ગયા પછી વળ પાછી પુસ્તક આકારે સોવાસણ તરીકે દેખા દે છે ત્યારે તેણે નવું ઘર કર્યું છે એમ કહી શકાય !

## ત્યજાએલી દુઃખી સ્ત્રીઓ !

અનેક કન્યાઓ એક ઘરથી ત્યજાય છે પછી તેને તો શું પરંતુ તેની બ્હેનોનેય બીજા વેવાઈને ત્યાં સ્થાન મળતું નથી ! એટલે કે એક રીતે વરના બાપોમાં સંપ સારો છે અને છંડાયલી કન્યાને ચેરી નાંખવા પુરતું સંગઠ્ઠન છે છતાં એકંદરે:—

## આખી નાતમાં કુસંપ !

મોટા પ્રમાણુમાં ફેલાયલો જણાય છે ! એટલા તીયાઓજ નહિ પરંતુ વેવાઇઓ પણ માંહોમાંહે એક બીજા સામે ગુલાલ અને કંકુ ઉડાડવાને બદલે કાદવ અને ધુળ ઉડાડતાં જણાય છે ! પરિણામ એ આવી રહ્યું છે કે સૌ જુદા ચુલા રાખીને જુદાં રહે છે અને તેથી દરેકને ખર્ચા પણ એવા ભારી પડે છે કે દરેક જણ પોતાનાજ ભાર નીચે દબાયલો રહે છે. આવો કુસંપ વેઠવાને બદલે એક ઘરમાં રહેવાને નાલાયક કન્યા બીજા ઘરમાં લાયક હોય તો કન્યાનું માગું પાછું ન ફેરવતાં બીજે ઘેરે વળાવી શકાય એવું વેવાઇઓમાં સંગઠ્ઠન હોય તો કેટલું સારૂં ? વહુવારૂના ઘરેણાં લુગડાં, એટલે ચિત્રોના બ્લોકો, દરેક જણ નવા વસાવે તેના કરતાં તેમા પણ ઉછીની આપ લે ચાલતી હોય તો લગનના વધી ગયેલાં ખરચો પણ બચાવી શકાય !

આ સિવાય એકની એક કન્યાને એકી વખતે ત્રણ વરો સાથે પરણાવે એવા પણ ‘બાપો’ હોય છે ! કોઇની

કન્યાને પોતે બાપા બની બેસે એવા તકડંચી કરનારાઓ પણ જણાય છે ! યુરોપીઅન, હીંદી, મરાઠી કે બંગાળી કન્યાનું અપહરણ કરી તેને ગુજરાતી લુગડાં પહેરાવીને આ નાતમાં ગુપચુપ દાખલ કરી દેનારા જીવો હોય છે !

આ નાતમાં આ પ્રમાણે અનેક રૂઢી રાક્ષસી અને રિવાજો નીંદનીય છે અને તેમાં ઉપર બતાવ્યું તેવું અંધેર ચાલી રહ્યું છે.

માત્ર આ નાતમાં જો કોઇ પણ કુરિવાજો આવતા અટકી ગયા હોય તો તે 'પ્રેતભોજન' 'હાયપીટ' અને લગ્ન વખતે નજીરજાનનો નાચ ! આજ સુધી તો આ રિવાજોના દર્શન થયા નથી. પરંતુ બનવાજોગ છે કે ભવિષ્યમાં એક તંત્રી દરેક પસંદ થયેલા નવા લેખ માટે જ્ઞાતિભોજનના નોતરાં ફેરવે, દરેક બંધ પડતા સામયિકનો તંત્રી તેના લાડકવાયાનાં 'સ્વર્ગ (!) વાસ'નું બારમું તેરમું કરે, અને તેનો મેતેજર યાને વરની મા બીજા મેનેજરો મળે તો ઠીક નહિ તો લેણદાર છાપખાનાવાળા, બ્લોક બનાવવાળા, કાગળવાળા, બાઇન્ડરો વગેરે બોલાવી છાપાંની ઓફીસમાં રાજીયો ગાઇને છાજીયા લે અને 'ડીકીએ ડીકીએ' છાતી કુટે ! ! !

નાતશત્રુઓ આ નવી નાત તરફ નજર કરે તો તેમને ખોખરાં ગળાનો અવાજ બુમો પાડીને સુધારવા માટે એક નવું ક્ષેત્ર જણાશે !

---

## ૧ લી તારીખ.

હિંદુ શાસ્ત્રોમાં બધા મહિનાઓમાં ઉત્તમ જણાવેલા એવા માગસર માસની પહેલી તારીખ કે ફેબ્રુઆરીની, રબી-ઉલ અવલ કે ફરવરદીન ગમે તે કોમના, ગમે તે મહિનાની કોઇ પણ પહેલી તારીખ તમને ગમે છે કે નહિ એ મારો એક છેલ્લો સવાલ છે. તમને હું ફરી વાર પૂછું છું કે તમને ૧ લી તારીખ ગમે છે?

ગમવી કે ન ગમવી એ તમારા ધંધા પર આધાર રાખે છે. દાખલા તરીકે તમે જો એક માસિકના ગ્રાહક હો તો તમે ૧ લી તારીખે આંખો તાણી તાણીને તેની રાહ જોતા હશો! પરંતુ તમે જો તેના તંત્રી હો તો તો "ભગવાન કરે ને હવે આ ૧ લી તારીખ જાય ને અંક નિયમિત બ્હાર પડી જાય તો ઉપાધિ મટી" એમજ તમે ઇચ્છવા માંડશો! એનું એક બીજું કારણ એ છે કે તંત્રીઓને ૧ લી તારીખે નિયમિત અંક બ્હાર પાડતાં કાગળનું બીલ, કળાની કડાકુટ અને કંપોઝીટર સાથે માથાઝીક કરતાં નકામાં દમ આવી જાય અને ઉંડા અંતરની કવિતાઓમાં માસિકનો તંત્રી નામનું એક પ્રાણી ૧ લી તારીખ પર શ્રાપ પર શ્રાપ વરસાવતું હશે. તેની ૧ લી તારીખની મુશ્કેલીઓ ગ્રાહક જો જાણતો હોત તો તેજ ગ્રાહકે બીજા ૩૯ ગ્રાહક કરી આપ્યા હોત!

પણ તમારા જીવનમાં ૧ લી તારીખ તો બીજી અનેક રીતે ભાગ ભજવતી હોય છે, અને તેનો સરવાળો કાઢીએ તો એમ કહી શકાય કે જગતના ૬ અબજ માણુસોમાં ૩ અબજ માણુસોનું નસીબ એ ૧ લી તારીખના હાથમાં હોય છે!

એ ૧ લી તારીખ એટલે પગારનો દહાડો!

તમે પોતેજ યાદ કરો કે તમારા શહેરોમાં 'વાળા' ના રોગથી કેટલા દર્દીઓ પીડાય છે? મુંબઈમાં તો કહે છે કે કુવાઓના પાણીજ એ રોગને જન્મ આપે છે. પણ

મારે મતે તો એ 'વાળા'ના રોગથી યે વધારે ભયંકર બીજી જાતના 'વાળા'નો રોગ શહેરીઓને કાયમનો લાગુ પડેલો હોય છે, અને તેનું કારણ કુવાનું પાણી નહિ, પણ ખાલી ખીસ્સું હોય છે! એ જાતજાતના વાળાના રોગ તે "દાણાવાળા, દુધવાળા, ભાડાવાળા, કોલસાવાળા. તેલવાળા" વગેરેથી એક ગરીબ માણુસ આંખો મહિનો પીડાય છે તે છે તે હવે તમેજ કહો કે આ બધા રોગોનું મૂળ કારણ "૧ લી તારીખ યાને પગારનું દહાડું ઘણું દૂર છે" એ નથી શું? ઇશ્વરે વરસમાં માત્ર બારજ ૧ લી તારીખ ઘડી, તેના કરતાં રોજ રોજ, અથવા દર બે દિવસે, અથવા આપણા જે હજામતના ખાસ દહાડા સોમ, બુધ ને શનિ તે દિવસોએ એટલે કે અઠવાડીયામાં વધુ નહિ તો માત્ર ત્રણ વાર ૧ લી તારીખ આવતી હોય તો પેલા રોગો કદી ફાટી નીકળે નહિ! જેમ ઝેરનો ઉતાર ઝેર હોય છે તેમ આ જાતના વાળાના રોગની દવા પણ "બીજી જાતના વાળાનો રોગ છે" અને તે એ કે "પૈસાવાળા" થવાય તો પેલા બધા વાળા મટી જાય! હવે પૈસાવાળા થવા માટે જેમ તારીખો વધારે હોય તેમ વધારે સારૂં નથી શું?

પણ આ તો શહેરના નોકરીયાતોની નજરે ૧ લી તારીખની છબી લેવાઇ; વેપારીઓની નજરે એ ૧ લી તારીખનો ફોટો ખેંચીએ તો જણાશે કે એ દિવસ જેમ જેમ નજીક આવતો જાય છે તેમ તેમ શેઠીઆઓ અને સાહેબોને ધીમે ધીમે તાવ આવતો લાગશે. એ દિવસ જાણે કયામતનો દિવસ કે કતલની તારીખો હોય એમ તેમને

તું હોય છે. એનું કારણ એ છે કે ૧૦૦ માંથી ૯૯ ટકા વેપારીઓ આજકાલ બાંધી મુઠી લાખની રાખી ધમધોકાર વેપાર ચલાવતા હોય છે. તેમની બાંધી મુઠીની અંદર જાસુસી કરી જોઇ આવીએ તો જણાશે બેંકના ખાતામાં રૂા, ૧૯૯) જમા હશે ત્યારે તેણે ૧૯૯૦૦) નો આવતી કાલની તારીખનો ચેક ફાડયો હશે! તીજોરીમાં નોટોને બદલે ચાર હુંડી ખડી રાખવા માટે વકીલોની નોટીસો પડી હશે પાંચમી હુંડી સીકારવાની તે સહી કરતો હશે! આ સંજોગોમાં ૧ લી તારીખે એના મુનીમો ને સીપાઇસપરાં મજુરો અને ફેરમોને પગાર ચૂકાવવાની વાત આવે ત્યારે એની એવી સ્થિતિ હોય છે કે જો બે પૈસાના ઝેરના ભાવ વધીને ત્રણ પૈસા થયા હોય તો તે આપઘાતનો વિચાર પણ માંડી વાળે! કારણ કે વધુ ભાવ આપવો તેને પોસાય એમ હોય, તોપણ ખીસામાં ખરેખર બેજ પસા હોય! તેને હોઇકોર્ટમાં નાદારીની અરજી ફાઈલ કરવા માટેના વિચાર આખો મહિનો આવતો હોય તે ૧ લી તારીખનાજ પ્રતાપે, કારણકે એકલા નોકરોનેજ નહિ, પરંતુ લેણદારોને પણ તેણે "આ ૧ લી તારીખે તમારો હિસાબ ચૂકતે સમજી લ્યો" એવા વાયદાઓ આપેલા હોય છે. એજ ૧ લી તારીખે એને લેણાદારોના લેણા પર, મારવાડી અને મુલતાનીઓના હુંડા પર વ્યાજના ઘોડા ચડાવવાના અને ચુકવવાના હોય છે! બળી એ ૧ લી તારીખ!

"પણ વેપારીઓ તો દેશમાં ગણ્યાગાંઠયા છે, છતાં ૧ લી તારીખ ને ચુલામાં પધરાવવાનું શું કારણ એમ કહાચ

કોઇ પૂછશે. પણ એ ૧ લી તારીખની આફતોને લીધેજ વેપારી ખેડુતોને વધારે ભાવ આપી શકતો નથી. ખેડુતોને શાહુકારોને વધારે વ્યાજ દેવાં પડે છે, એ બધી અર્થશાસ્ત્રની ઘટમાળનું મશીન જોઇએ ત્યારે ખાત્રી થાય છે કે દુકાળ પડવો અથવા દાણાવાળાનું બીલ વધારે આવવું અથવા ઘરમાં ઝીણા ચોખાને બદલે ચોખાની તબીયત સુધરીને તેઓ જાડા થઇ જાય; એ બધા રોગ માત્રનું મૂળ એ ૧ લી તારીખજ હોવી જોઇએ

આ બધી પરિસ્થિતિ જોતાં શ્રીમતિ ૧ લી તારીખે અથવા રાજદ્વારી ભાષામાં કહીએ તો દરેક મહિનાની નામદાર પટરાણીએ ઘેરઘેર, ઠેકાણે પગદંડો જમાવ્યો છે અને ત્રીજા દિવસમાં એકવાર વિજળીના ચમકારા માફક દરેક ઘરની મુલાકાત લઇ ત્રીસ દિવસ પીયેર ચાલી જાય છે સાહિત્યની ભાષામાં કહીએ તો ત્રીસ દહાડાનો આ લાંબો વિયોગ જો કોઇ પણ માણસ સહન કરી શકતું હોય તો તે માત્ર એક અધિપતિ નામનું પ્રાણી !

"અનેકને હસાવતી, અનેકને રડાવતી કોણ છે એ ૧ લી તારીખ ? કોણે બનાવી એને ? શા ગુન્હા એવા તે માણુસના કે ઠેર ઠેર તે તેને થથરાવતી હશે ?" કોઇ પણ અપદ્યાગદ્યનો શોખીન આમ ભર કચેરીમાં કચરો ફેંકશે એ કવિ મહાશય બહુ દૂર નહિ તો છેવટે પોતાના કવિતા ટેબલની ઉપરના વીમા કંપનીના કેલેંડરમાંજ જોશે તો 'કોણ છે એ' તેની તેમને તરત ખબર પડશે ! એ તે તારીખ છે કે જે દહાડે તેની ગગનચુંબી કવિતાઓ માસિકો દ્વારા સૂરજનું અજવાળું જોઇ શકે છે. તે ન હોત તો તે

કવિતાઓ બાકીના ૨૯ દિવસની ભૂલભૂલામણીમાં ભૂલી પડી હોત ! એને સરજનાર પેલો લાંબો ચશ્મો પહેરીને આકાશ તરફ ઉંચું ભાળે ઉંટની માફક ઉંચેજ મીટ માંડી રાખનાર પેલો ખગોળશાસ્ત્રી છે ! અર્થશાસ્ત્રીએ રૂપીયાના સોળ ભાગ કરી આના સ્થાપ્યા ! ત્યારે આણે વર્ષના ભાગ કરી મહિના કાઢયા. પેલાએ એક આનાના વળી ૧૨ ભાગ કરી પાઇઓ ચલાવી, ત્યારે આ ભાઇએ મહિનાના ત્રીસ ભાગ કરી નાંખ્યા ને તારીખો રજુ કરી ! આ બે પંડિતોની હરિફાઇમાં આપણે જોયું તેમ ખગોળશાસ્ત્રીએ સરજેલી તારીખોમાંની ૧ લી તારીખેજ અર્થશાસ્ત્રોના રૂપીઆ આના પાઇને હરાવી દીધાં–મજબુત ફટકો લગાવ્યો, અર્થશાસ્ત્ર ઉંધું માર્યું અને એ રીતે પોતે ગોળ રૂપીઆ વિરૂદ્ધ ખગોળની લડાઇમાં ખગોળ જીતી ગયું ! ઇશ્વરની સૃષ્ટિની નકલ જેમ અગસ્ત્ય મુનિએ કરી અને સાપ વિરૂદ્ધ પંડોળા–ઘોડા વિરૂધ ગધેડા–માણસ વિરૂધ–નારીયેલ સરજ્યાં તેમ, અર્થશાસ્ત્રની સૃષ્ટિની નકલ કરવા માટેજ ખગોળશાસ્ત્રે રૂ.–આ.–પા. ની વિરૂદ્ધ વર્ષ–મહિના–તારખ સરજ્યાં અને તે ઉલટાં લખાવા મંડયા (તા. ૩૩–ઓકટોબર) ૧૯૨૭ અને તે દિવસથી તારીખ–માસ–વર્ષ કાગળની શરૂઆતમાં લખવાની પ્રથા પડી ! એની ઉલટી સૃષ્ટિ ગમે તેવી હોય, આપણને તો તેની ૧ લી તારીખનુંજ કામ છે અને તેણે, એ કજીઆ બેગમે, પગારના દિવસની એ માહારાણીએ પ્રજા પર જે જુલમો કર્યા છે તે જોતાં તેને બે સજા કરવી જોઇએ (૧) કાંતો બાકીના બધા ત્રીસ દિવસોને ૧ લી તારીખો બનાવ દેવી અથવા ૨) કેલેંડરો,

પંચાગો, ડાયરીઓ, રોજમેળો, વગેરે સર્વ ઠેકાણેથી એ ૧ લી તારીખને રબ્બરથી ભુંસીને તેનું નામ નિશાન કાઢી નાખવું !

મને આશા છે કે વાંચકો આ "૧ લી તારીખ" ના જુલ્મોનો ઈતિહાસ લખી નાંખી, તેની વિરૂદ્ધ એક મોટી ચળવળ ઉપાડી તેનો બહિષ્કાર કરશે અથવા બીજી અનેક પહેલી તારીખો રચશે ! (કવિઓ કવિતા રચવામાં સમય ગુમાવે તેના કરતાં નવી ૧ લી તારીખો બનાવવાનાં કારખાના કાઢતા હોય તો ? હું પોતે પણ એ ચળવળમાં આવતી ૧ લી તારીખથી ભાગ લેવા માટે તૈયારી કરી રહ્યો છું. માત્ર રાહ જોઇ રહ્યો છું એ ૧ લી તારીખની, જે દિવસે પગાર આવતાં લેણદારોનાં લેણાં ચુકવી નિરાંતે જાહેરસેવાનું કામ ઉપાડી શકું તેમજ તે તારીખે કોઈ માસિક વાંચી જરા તાજોમાજો થઇ શકું !

ચાલો સાહેબજી, હવે બીજી ૧ લી તારીખે પાછા મળીશું !



## કજીયા બેગમનો ફોજદારી કાયદો !

[નોંધ:—'દામ્પત્ય દંડવિધાન' એ નામે બંકિમ બાબુએ ગૃહરાણીના રાજ્યમાં પુરૂષો રૂપી પ્રજા પર કેવા કેવા ગુન્હાસર કેવી કેવી સજાઓ કરવી જોઇએ, તે માટે એક ફોજદારી કાયદો ઘડીને 'બંગદર્શન' માં રજુ કર્યો હતો. તેનું હીંદી ભાષાંતર 'ચાંદ' માં પ્રગટ થયું છે. સંસારોપયોગી તેમજ રમુજી હોવાથી એ લેખ અહીં રજુ કરીએ છીએ.

## પ્રકરણ ૧ લું.

### ( પ્રસ્તાવના: )

સંસારમાં પતિ રૂપી પ્રાણીને સારી રીતે સાચવવા માટે એક કાયદો ઘડવાની જરૂર પડી હોવાથી આ કાયદો ઘડવામાં આવ્યો છે.

**કલમ ૧.** આ કાયદાનું નામ “ ગૃહરાણીનો ફોજદારી કાયદો ” રહેશે અને તે કાયદો હિંદમાં જેટલા પરણેલા પુરૂષો છે તે સર્વને લાગુ પાડવામાં આવશે.

## પ્રકરણ ૨ જું.

### ( વ્યાખ્યાઓ )

આ કાયદામાં વપરાયલા કેટલાક શબ્દનો અર્થ સ્પષ્ટ કરવા માટે નીચેની વ્યાખ્યાઓ બાંધવામાં આવે છે જેથી કાયદાનો અમલ કરતી વખતે ગેરસમજને લીધે કોઇ પણ ગુન્હેગારને ન્યાય ન મળી જાય !

**કલમ ૨.**—‘ પતિ ’ એટલે ગૃહરાણીની એક સ્થાવર જંગમ મિલ્કત ગણાશે. કેટલેક ઠેકાણે તેનો અર્થ, ‘ જીતાયલી પ્રજા ” જેના પર આ કાયદો લાગુ પાડવામાં આવે છે એવો કરવો.

દાખલાઓ

अ એક ઝાડનું થડ અથવા લોઢાની પેટી એ સ્થાવર તથા જંગમ મિલ્કત છે. છતાં તે ‘ પતિ ’ નથી.

ब. ઢોર પણ ‘ પતિ ’ ન કહેવાય કારણ કે જોકે તે પણ એવીજ મિલ્કત જેવા છે છતાં ગૃહરાણીની એક જુદી

તરેહની મિલ્કત હોવાથી તેના પર લાકડીનો બીજો ખાસ કાયદો લાગુ પાડવામાં આવેલો છે !

क. પરણેલા પુરૂષો જેમને પોતાને ઘરમાં કંઇ પણ કરવાની સતા નથી અને જેમના પર સ્ત્રીઓની ઇચ્છાનુંજ રાજ ચાલે છે, તેઓ આ કાયદામાં જણાવેલા "પતિ" તરીકે ઓળખાશે.

**કલમ ૩** "ગૃહરાણી" એટલે એવા 'પતિ' નામની મિલ્કતની હક્કદાર માલીક તેમજ એ 'પતિ' નામની પ્રજા પર રાજ ચલાવનારી સ્ત્રી.

**સમજણ.**

મિલ્કતના માલીકી હક્કમાં એ મિલ્કતને 'મેથીપાક' જમાડવાનો અધિકાર પણ સમાઇ જાય છે.

**કલમ ૪.** "પરણેલી અવસ્થા' એટલે પુરૂષોએ પૂર્વ ભવમાં કરેલા પાપોને પરિણામે આ ભવમાં સ્ત્રીઓ સામે જગાડેલા જુદ્ધમાં થએલો પરાજય અને તેના પરિણામ રૂપ અવસ્થા.

## પ્રકરણ ૩ જું

## ( જુદી જુદી સજાઓની રૂપરેખા. )

**કલમ ૫.** આ કાયદામાં જણાવેલા ગુન્હાઓ માટે એ પ્રજાને ગૃહરાણી તરફથી કઇ કઈ જાતની સજાઓ અમલમાં આવશે તે નીચે જણાવ્યું છેઃ—

**પહેલીઃ કેદ.** જે માટે સુવાના ઓરડાની ચાર દિવાલોથી બનેલી જેલ અથવા ઘર રૂપી જેલ વપરાશે.

તેમાં પણ કેદ બે પ્રકારની છે—

(૧) સખત કેદ એટલે ઘરમાં પુરાઇ રહેવાનું અને તે સાથે સખત વચનબાણો સાંખવાના.

(૨) સાદી કેદ જેમાં ગૃહરાણી વચનબાણો નહિ છોડવાની મહેરબાની કરશે.

**બીજી: દેશપારી** એટલે કે ખાનગી ઓરડામાંથી હાંકી કાઢી ગુન્હેગારને બીજા ઓરડામાં મોકલી આપવામાં આવશે.

**ત્રીજી: જીંદગી સુધીની ગુલામી** જેમાં ગૃહરાણીનું કાયમનું દાસત્વ કરવું પડશે.

**ચોથી:** દંડ જેમાં ખીસામાં હોય તેટલા પેસા કાઢી લેવામાં આવશે.

**કલમ** ૬. આ કાયદામાં જણાવેલી “સખત સજા” એટલે કે ગૃહરાણી પોતેજ પતિગૃહ મુકીને પીયર અથવા કોઈ મિત્રને ત્યાં લાંબા સમયના વનવાસ માટે ચાલ્યા જશે અને ગમે તેટલી સમજાવટ છતાં તરત પાછાં આવવાનો વિચાર નહિ કરે.

**કલમ** ૭ નાના નાના ગુન્હાઓ માટે નીચેની હલકી સજાઓ ફરમાવવામાં આવશે:

**પહેલી:** ગૃહરાણી ધિક્કારભરી નજરે જોશે.

**બીજી** : ગૃહરાણી છણકાવી નાખશે.

**ત્રીજી** : ગૃહરાણી વખતે વખતે આંસુ સારશે અથવા ગુન્હાના પ્રમાણમાં છેડા વાળી રોશે કુટશે.

**ચોથી**:—ગૃહરાણી વઢશે, મ્હેણા ટુણા સંભળાવશે. અથવા ગાળો કાઢશે.

## પ્રકરણ ૪ થું.

### ( સામાન્ય અપવાદો )

**કલમ** ૮. ગૃહરાણી તરફથી જે કંઇ ગુન્હો થાય તે આ કાયદા પ્રમાણે ગુન્હો ગણાશે નહિ

**કલમ** ૯. ગૃહરાણીના હુકમ પ્રમાણે વર્તવા જતાં પોતથી કંઇ અપરાધ થઇ જાય તો તે આ કાયદા પ્રમાણે ગુન્હો ગણાશે નહિ.

**કલમ** ૧૦. ઉપર જણાવેલા અપવાદો સિવાય કોઇ પણ પરણેલો પુરુષ આ કાયદામાં જણાવેલી સજાઓમાંથી છટકવા ઇ પણ જાતનો બીજો અપવાદ રજુ કરી શકશે નહિં.

## પ્રકરણ ૫ મું.

### ( ગુન્હાઓમાં મદદ કરવા વિષે. )

**કલમ ૧૧. પહેલું**: જે માણસ, સ્ત્રી અથવા પુરૂષ, પતિનો સગો અથવા સગી હોય તે તેની સાથે સગપણ ધરાવે છે એટલી હકીકતજ, મદદ કરવાના ગુન્હામાં પ્રાથમિક પુરાવા તરીકે ગણી લેવામાં આવશે અને તેના પર કામ ચલાવવામાં આવશે.

**બીજું**: એ ઉપરાંત જે માણસ, 'પતિ' ને ગુન્હો કરવા માટે શીખવશે, સમજાવશે, અથવા તેને એવી રીતે વર્તવા ચઢાવશે, અથવા તે ગુન્હામાં મદદગાર તરીકે લેખાશે

**ત્રીજું**: જે માણુસ એ ગુન્હો કરવામાં પતિ સાથે સામેલ થશે અથવા એ ગુન્હો થતો હોય ત્યારે પતિ સાથે ઉભો હોય, બેઠો હોય કે વાતો કરતો હોય તો એ બધી પરિસ્થિતિ મદદગારીના ગુન્હા તરીકે લેખાશે.

સમજણ.

કુંવારો યુવક અથવા કુંવારી છોકરી પણ મદદ કરવાના ગુન્હેગાર ગણી શકાશે.

દાખલાઓ

( अ ) '૧' નો પતિ '૦' અને તેનો મિત્ર '૦૦' બન્ને ભેગાં મળી ગૃહરાણીને ઘરમાં એકલી મુકી એકલા એકલા સીનેમાં જોવા જાય છે. એકલા સીનેમા જોવા એ ગુન્હો છે. તો એ ગુન્હામાં '૦૦' આ માણુસે મદદ કરી છે એમ લેખાશે.

( ब ) 'કા' નામની સ્ત્રીના પતિ 'ગ ને તેની મા 'સુ' ગાયને ઘાસ નાંખવા માટે ચાર આનાનો ખરચ કરવા કહે છે, જેમાં 'કા' ની સંમતિ નથી. 'ગ' તે ખરચ કરે છે. આવો ખરચ કરવો તે ગુન્હો છે તો તેમાં 'સુ' એ મદદ કરી છે એમ લેખાશે.

**કલમ ૧૨.** જો એક પરણેલો માણુસ બીજા પરણેલા માણુસને અમુક ગુન્હામાં મદદ કરે તો તે માણુસ તેટલીજ સજાને લાયક ગણાશે. જો કે અલબત્ત તેટલી સજાનો અમલ બજાવવા માટેની સત્તા બીજી ગૃહરાણીના હાથમાં હોવાથી આ 'કોર્ટ' પેલી બીજી 'કોર્ટ' ને જાતે કહેશે અથવા 'ફીફા' નામના સિપાઇ સાથે સંદેશો કહાવશે

**કલમ ૧૩.** ગુન્હામાં મદદ કરનારા સર્વ પ્રાણીઓ જેઓ પરણેલા ન હોય તેમને સજામાં ગાળો દેવામાં આવશે, ઘરમાંથી ભાગી જવાનો હુકમ કરવામાં આવશે, તેની આગલી પેઢીઓ વાંચવામાં આવશે, મ્હેણું મારવામાં આવશે. તેને ઘરમાં રહેવું અશક્ય થઈ પડે એ રીતે તેની સાથે વર્તવામાં આવશે અને છેવટ જો ઘરનાજ માણસો હોય તો તેમને જુદા કરવામાં આવશે.

## પ્રકરણ ૬ ઠું.

### ( રાજ્ય વિરૂદ્ધના ગુન્હાઓ. )

**કલમ ૧૪.** રાજ્ય એટલે ગૃહરાણી

**કલમ ૧૫.** જે પતિ આ ઘરસંસારમાં ધર્મના કાયદાથી સ્થપાયલી ગૃહરાણીની સરકાર વિરૂધ લડાઈ જગાવશે અથવા તેવા પ્રયત્નો કરશે અથવા તેમાં મદદ કરશે તે સખત સજાને પાત્ર થશે, એટલે કે તેને "ઓરડા-પાર" અથવા ' જુદો-વાસ " ગૃહત્યાગ " ની સજા કરવામાં આવશે અને અથવા ખીસામાં હોય એટલા પૈસાનો દંડ કરવામાં આવશે.

**કલમ ૧૬.** જે પતિ સગાંઓને પોતાના પક્ષમાં ખેંચશે અથવા ઘરના છોકરાઓને પોતાના પક્ષમાં લઈ લેશે તે ગૃહરાણી વિરૂદ્ધ લડાઇ જગાડવાની તૈયારીઓ કરવાનો ગુન્હો લેખાશે, જે માટે 'રૂદન પાટલા' અને અને છણુકા અને મ્હેણાં ટુણાંની સજા કરવામાં આવશે.

**કલમ ૧૭;** જે પતિ બીજી સ્ત્રી સાથે વાત કરશે કે

હસશે તે બીનવફાદારીનો ગુન્હેગાર ઠરશે અને તે માટે 'અબોલા' અને રીસ'ની સજા કરવામાં આવશે.

સમજણ.

કોઈ પણ બીજી સ્રીના બાળકને તેડીને તેને ટીકડી કે ચણા આપવા તે ક્રિયા પણ એ બાળકની માતા તરફ સ્નેહ બતાવ્યા સમાન લેખાશે અને તે ગુન્હો ગણાશે.

આ કલમ પ્રમાણે દેખીતો ગુન્હો ન થયો હોય કે તેનો કંઇ પણ પુરાવો ન હોય છતાં ગૃહરાણીને આવા ગુન્હાઓ કલ્પી લેવાની સત્તા રહેશે અને તેના મનને ખાત્રી થાય કે એ ગુન્હો થએલો હોવો જોઈએ તો તે ખાત્રીજ પુરેપુરા પુરાવા તરીકે ગણીને ગુન્હેગારને સજા કરવામાં આવશે.

આ ખાસ હક્ક અને સત્તા માત્ર "જુની વહુઓ" "રૂપાળી વહુઓ" અને વૃદ્ધ અને કદરૂપા પતિની સ્રીઓનેજ રહેશે. જુવાન પતિની જુવાન વહુને આ હક્ક નહિ મળે, સિવાય કે તે એમ બીત કરે કે તે પોતે બીજી સ્રી કરતાં વધારે કદરૂપી છે અથવા ઓછી સુંદર છે.

કલમ ૧૮ જે પતિ અનિતિને માર્ગે જશે તેને તો આ કાયદામાં જણાવેલી બધી સજાઓ તેમજ કોઇએ સ્વપ્નમાં પણ નહિ ધારેલી તેવી સર્વ સજાઓ કરવામાં આવશે,

પ્રકરણ ૭ મું.

( રાજ્યના લશ્કર વિરૂદ્ધના ગુન્હાઓ )

કલમ ૧૯. આ રાજ્યનું લશ્કર એટલે ગૃહરાણીના

દીકરા અને દીકરીઓ તેમજ પુત્રવધુઓ અને તેના પીચરીયા ગણાશે.

કલમ ૨૦ આ લશ્કરમાં રાજ્ય વિરૂદ્ધ અપ્રિતિ ફેલાવી બળવો જગાડવાની જે પતિ કોશીષ કરશે તેનો ગંભીર ગુન્હો લેખાશે અને સખત સજાને પાત્ર થશે.

## પ્રકરણ ૮ મુ

## ( રાજ્યની સુલેહ શાંતિ વિરૂદ્ધના ગુન્હાઓ )

કલમ ૨૧. બે અને તેથી વધુ પરણેલા પુરૂષોનું હળવું મળવું જો કંઇ ગુન્હો કરવા માટે થયું હોય અથવા ગુન્હો થતો હોય તે વખતે એ સભા બેઠી હોય તો તે ગેરકાયદેસર સભા બરોબર ગણાશે.

अ. આ સભા સાથે મળી કંઈ ખાયપીયે કે એકલી ફરવા કે નાટક સીનેમા જોવા જાય એ ગુન્હો લેખાશે.

ब. આ સભાના દેખતાં પતિ પોતાનુ સ્વામીત્વ બતાવવા ગૃહરાણીને જોરથી કંઈ હુકમ કરે તો તે ગુન્હો લેખાશે.

क. આ સભાના દેખતાં ગૃહરાણીની ઇચ્છાને ઠોકરે મારવી તે પણ ગુન્હો લેખાશે.

આ અને આવા બીજા ગુન્હાઓ માટે આ ગેરકાયદે ભરાયલી મંડળીનો એકે-એક સભ્ય સાધારણ સજાઓને પાત્ર થશે.

## પ્રકરણ ૯ મું.

( પરચુરણ ગુન્હાઓ. )

**કલમ ૨૨.** ગૃહરાણીની ઈચ્છા પ્રમાણે તેને પૈસા વાપરવા ન આપવા તેને ફરવા હરવા ન લઈ જવી, તેને લુગડાં દાગીના ન અપાવવા ( શકિત ન હોય તો પણ ) ઘરમાં ગૃહરાણી સાથે વિનયથી વાત કરવાને બદલે જરા મોટે સાદે બોલવું, તેને રાંધવામાં "શાક સમારવું, લસણ છોલવું" વગેરે નાની ક્રિયાઓમાં મદદ ન કરવી, મોડાં ઉઠવું, વખતસર ન ન્હાવું, સાસુ નણંદ કે જેઠાણી અને બીજા વડીલો પાસે ગૃહરાણીની વકીલાત ન કરવી વગેરે એ બધા પરચુરણ ગુન્હાઓ લેખાશે અને તે માટે સાધારણ સજાઓ કરવામાં આવશે.

**કલમ ૨૩.** આ કાયદો ઘેર ઘેર અમલમાં હોવાથી તેને પ્રકટ કરવાની જરૂર નથી પરંતુ પતિઓએ તે સમજી લેવાનોજ છે અને 'એ કાયદાથી અમે અજાણ હતા.' એવો બચાવ સ્વીકારવામાં આવશે નહિ.

---

## ચાહની હોટલ.

હોટલો ને વિશ્રાંતિ ગૃહોની
ઉત્પત્તિ ને તેનો વિકાસ
કેમ ને શાથી થયો ?

---

'ગોખલે યાંચે વિશ્રાંતિ ગૃહ', સુરતી હોટલ. મામાની હોટલ, વેલણુકરની હોટલ. પુરોહિતનું વિશ્રાંતિગૃહ, મરીના રેસ્ટોરાં, માધવાશ્રમ એ બધી મુંબાઈની જાણીતી અને આગેવાન હીંદુ હોટલોમાંથી કઈ હોટલમાં કઇ ચીજ ખાવા જવાનું તમને ગમે છે ? જેમ મુંબાઈનો હલવો, ખંભાતની સુતરફેણી, મથુરાના પેંડા, સુરતની ઘારી બરફી, ભરૂચનો ગુંદરપાક ભાવનગરના ગાઠીયા' કલકત્તાનાં રસગુલ્લાં, વગેરે વખણાય છે, તેમ મુંબાઇની હોટલોમાં પણ દરેક હોટલની કંઇ ને કંઇ સ્પેશીયાલીટી ખાણું પીણું હોય છે દાખલા તરીકે ઠંડુ પીણું તો કાલબાદેવી પરના બાદશાહ કોલ્ડીંગ ડીપોનુંજ, ચાહ તો ગોખલેનીજ, અને એ પણ એટલી બધી વખણાતી કે કોટમાં મુસાફરી કરતાં મુંબાઇગરાઓને ચાહનો ટાઇમ થતા એક આનાની ચાહ પીવા માટે બાર આનાની ઘોડાગાડી કરીને પણ ગોખલેમાં ગયા શિવાય ન્હોતું ચાલતું, ચટાકો મટાકો તો સુરતીનોજ વગેરે વગેરે.

આ બધી આલીસાન હોટલો ક્યાંથી અને કેવી રીતે નીકળવા પામી તે જરા જાણવા પ્રયત્ન કરીએ તો ચાહ ઠરી નહિ જાય એમ હું માનું છું.

"ગરમા ગરમ ચા....આ....હય પ્રેમ ણીયા" "ચાહ ગ....રમ" વગેરે, હાથમાં ચાહની કીટલી લઈને સ્ટેશને તેમજ બજારોમાં ફરતા ફેરીઆઓના અવાજો આજકાલની પ્રજામાંથી કોણે નહિ સાંભળ્યા હોય ? બાપદાદાના વખતમાં ચાહના ધંધાની શરૂઆત એ રીતે થઇ આજકાલની શહેરોની આલીસાન હોટલનું મૂળ એ ફેરીઆમાં છવાલું.

ધીમે ધીમે એ ફેરીઆઓએ ફરવાને બદલે ઝાડના છાંયા નીચે ધામા નાખી બેસવા માંડયું. પછી સાધારણ વાંસ કે પતરાં નાંખી ખોખું બનાવ્યું. તેમાંથી દુકાન થઈને તેમાંથી આજની હોટલ જન્મી. આ એનો વિકાસક્રમ.

ધીમે ધીમે ચાહવાળાઓએ ખાવાનું વસાવવા માંડયું સૌથી પહેલાં પેંડા ને ગાંઠીયા છે પછી ચેવડો અને પુરી. પછી વધતાં વધતાં ખમણ ઢોકળાં ભજીયાં, બીજી મીઠાઇઓ. ફરસાણ ખાવાને વખતે જ—ન મેળવી શકતા પ્રાણીઓ માટે પાઉ, પાતસભાજી, શાક. બીસ્કુટો, ઠંડક માટે સોડાલેમન બરફ. ને આઇસ્ક્રીમ. બચ્ચાંઓ માટે જાત જાતની ટીકડી, ચાકલેટ, જેની સાથે પાનની દુકાન આવતાં, હોટલવાળાઓને તમાકુની સીગારેટ રાખવી પડી એટલે કાંડીના બાકસો પણ રાખવા પડયાં હવે દાળભાતની પ્લેટો પણ મળતી થઇ ગઈ છે ! જમાનો એવો આવશે કે જ્યારે પા

શેર રોટલી (ઘી સાંથે અથવા ઘી વગર) ચાહના પ્યાલા સાથે એક પ્લેટ જાતજાતના પાન સોપારી પીરસાશે.

હોટલ તો ત્યાંથીયે આગળ વધતી ગઇ ખાનારાઓમાં તેણે વર્ગો પાડવા માંડયા જેમકે ફર્સ્ટ કલાસ, સેંકડકલાસ ને પીટકલાસ એક હોટલ તો રમત ગમતો દાખલ કરીને કલબનું સ્વરૂપ લેવાનો વિચાર કરી રહી છે. હવે માત્ર બાકી રહ્યું ટેબલ પરી રહેવાનું ને ખુરશી પર સુવાનું!

હોટેલોના પાટીઆઓમાં પણ એજ પ્રમાણે પ્રગતિ થતી ગઇ. સૌથી પહેલ "ચાહની દુકાન, ગૃહ પછી આશ્રમ કોઇએ વળી વિશ્રાંતિગૃહ લખ્યું, અને હવે હીંદુ રેસ્ટોરાં પર વાત પહોચી છે હવે માત્ર 'કાફે' બાકી રહ્યું! કોઇએ નીચે દુકાન કરી, કોઇ પહેલે માળે ગયું; કોઇએ ઉપલા બધા માળ રોકયા, કોઇએ કમ્પાઉન્ડમાં બાકડા ગોઠવ્યા, કોઇએ નાનકડો બગીચો બનાવ્યો! હવે માત્ર 'અગાસી, બાકી રહી છે!

આ તો શેરોની હોટલની દોડાદોડા જોઇ દેશમાં, કાઠિયાવાડ ગુજરાતના ગામડે ગામડે હજી એટલી પ્રગતિ નહિ હોય તે બીજી દિશામાં કંઇ જુદીજ જાતની પ્રગતિ તેમણે કરી છે.

સૌથી પહેલા તે ચાહ ત્યાં નર જાતિમાં બોલાય છે જેમ કે "ચાહ કાઢયો. ચાહ પીધો," હિંદુ હોટલમાં મુસલમાનો પણ બેસી શકે ને એકજ બાંકડા પર તેના પોતાના વાડકામાં ચાહ પી શકે. દાખલા તરીકે ભાવનગરમાં પોપટ મહારાજનો ચાહ! ઓટલા પર ત્રણ મોટા ચૂલાઓ

પર ત્રણ રાક્ષસી તપેલાઓમાં ૨૪ કલાક ચાહ ઉકળ્યાજ કરે, અને તે ત્યાં સુધી કે ચાહ ખૂટે પણ પીનારા ન ઘટે! દેશના ગામડાઓ પડી ભાંગ્યાં છે. જ્યાં એક પણ ધંધો નથી ત્યાં ચાહનો ધંધો ચાલતો થયો છે અને અત્યારે ગામડે ગામડે એક નહિ પણ તેથી વધુ હોટલ જણાશે. તેમાં વળી હમણાં ગુજરાતીઓને કોઈ ચતુર હોટલવાળાએ દુધની ચાહના નાદે ચુકાવ્યા છે અને દેશમાં દુધ સસ્તાં એટલે ત્યા તો જાણે ટંકશાળ પડે છે પરંતુ એજ ચાહના પીનારા પશ્ચિમઘાટ મુકીને હિંદુસ્તાનમાં આગળ વધે ત્યારે તેમને પાણીની ચાહના વાખા પડે છે ત્યાં દુધની ચાહના તો સ્વપ્નાય ક્યાંથી આવે ? મધ્ય હિંદુસ્તાન અને બંગાળમાં ઠેકાણે ઠેકાણે ઠંડા પીણાનો રિવાજ હોવાથી ત્યાં ચાહની અછત છે. જો કે હમણાં ઇન્ડીઅન ટીસેસ કમીટી નામની એક કમીટી ચાહનો પ્રચાર એ પ્રદેશમાં વધારવા માટે જાહેર ખબરો વગેરે પાછળ લાખો રૂપીઆ ખર્ચ કરી રહી છે અને તેમની જાહેર ખબરોમાં "ચાહ પીવાથી થતાં ફાયદા" એ એક જાણવા જેવી વસ્તુ છે. ઇસ્ટઇંડીયા રેલ્વેના સ્ટેશને સ્ટેશને ચાહના સ્ટોલોપર એ ફાયદાના પાટીયા લગાવે છે!

મૂળ વાત પર આવીએ તો સાધારણ રીતે ચાહની હોટલનો ધંધો એ હલકો ધંધો ગણાય છે પરંતુ આજકાલ જ્યારે બધા ઉંચા ધંધા મંદા પડી ગયા છે. ને મોટા આબરૂદારના સફરજંદો નાદારીમાં જાય છે ત્યારે એ હલકા ધંધામાં હોટલવાળાઓ આબરૂભેર કમાણી કરી રહ્યા છે

એ જોતાં તે ધંધા માટે માન ઉપજે છે. ને એ વાત પણ ખરી છે કે દુનીઆના વેપાર પર કુદરતના કે સરકારી ખજાનચીઓના ગમે તેટલા ફટકા પડે પરંતુ હોટલવાળા. પાનવાળા, બીડીવાળા નાટકવાળા અને વૈદ્ય, વેશ્યા ને વકીલ એટલા ધંધાઓમાં કદી મંદી આવતી નથી એની મુખ્ય ચાવી એ છે કે હોટલના ધંધામાં ઉધાર લાવીને રોકડેથી વેચવાનું છે અને માણસોની જ્યાં સારી અવરજવર હોય દુકાનનો સારો ભપકો હોય તો ત્યાં ટંકશાળ પડે છે એમ કહીએ તો ચાલે ને ચાહની હોટલોએ જે અજાણ રીતે કેટલીક સમાજીક સેવા કરી છે એ જોતાં તો એ ધંધો હલકો નથી પરંતુ સો સુધારક, ૫૦ છાપાં અને એક હોટલ એ ત્રણ સરખા લાગે છે !

હિંદુ લોકોના મનમાંથી જ્ઞાતિ ભેદો દુર કરી બધાને એક ટેબલ પર ચાહ ગાંઠીયા કે દાળભાતની પ્લેટ ખાતા કરી મુકવાનું માન હોટલને ઘટે છે. આભડ છેટ દુર કરવાનું માન રેલ્વે ટ્રેન અને સ્ટીમરને ઘટે છે. લાજના રિવાજ પર થોડીવાર કાતર મુકવા તૈયાર થાય એવી મનસ્થિતિ ઉત્પન્ન કરવાનું માન નાટક, સીનેમા અને કેમેરાને ઘટે છે! અને છેવટ હિંદુ મુસલમાનના કોમી ભેદ દુર કરવાનું માન પેલી કાઠિયાવાડની હોટલોને ઘટે છે જ્યાં હિંદુ મુસલમાન “એક ઓવારે ચાહ પીએ છે.” આ બધાઓની ૯૯ ખામીઓ ભલે હોય પણ આ એક ખુબી જોતાં ઘડીભર તેમની ખામીઓ માફ કરવા સૌ કોઈ તૈયાર થશે. છેવટ માફ કરવા કોઇ તૈયાર નહિ થાય તોય ત્યાં

ચાહ ગાંઠીઆ ખાવા તો બધા તૈયાર થશે. છેવટ કોમી ભેદ સદંતર ટાળવાનું માન તો સોડાની બાટલી, ડાકટરની દવા અને વિલાયતી ટીકડી બીસ્કુટોને ઘટે છે! આવી હોટલોને "આબાદ રહો, અને ૧૦૦ છોકરાંની મા થાઓ એવો આશીર્વાદ" આપવામાં હું નથી ધારતો કોઇ કંજુસાઈ કરે.

પણ હોટલોનું વસ્તીપત્રક જોતાં ઉપલક નજરે તેમને ગણી જોતાં લાગે છે કે તેઓ ૧૦૦ છોકરાની નહિ પરંતુ હજારો છોકરાની મા થઇ ચુકી છે! આજ તો રસ્તે, ગલીએ ગલીએ, બજારે બચરે, મળે તમને એક હાણુની દુકાન નહિ પરંતુ હોટલ જણાશે, આટલી બધી હોટલ વધવાનું કારણ શું હશે? તેમાં લાડવા દાટયા છે? કે શું માણસોના ખોરાક વધી ગયા છે?

માણસોના અલબત્ત ખોરાક વધ્યા નથી પરંતુ ખાવાના વખત વધ્યા છે. માણસનો ખોરાક દિવસનો કુલ પાંચ શેર ધારીએ તો પહેલાંના જમાનામાં તે બે ટંક ખાતો હોવાથી દરેક ટંક ૨॥ શેર લેખે પેટ ભરીને ખાતો. હવે જો કે ખાય છે તો એટલુંજ પાંચશેર બલ્કે વધારે પરંતુ ખાવાના ટંક વધાર્યા હોવાથી દરેક ટંકે તે પાશેર અડધો શેર ખાય છે! એટલેજ તે ખાવાના વખત સાચવવા ઠેર ઠેર હોટલોની જરૂર પડી છે! તેમાં લાડવા તો નથી દાટયા પણ આબરૂભેર ગુજરાન કરી શકાય એટલા રૂપીયા તો જરૂર દાટયા છે.

હવે છેલ્લે આ હોટલોનો ધંધો હલકો હો કે ઉંચો હો, ચાહ ઝેરી હો કે અમૃત જેવી, તેને બોયકોટ કરો કે ન કરો, પણ એક વાત ચોક્કસ છે કે ચાહની હોટલે જે સામાજીક સુધારણા કરવામાં ભાગ લીધો છે તે જોતાં તેમજ લોકો હવે હોટલોથી ટેવાઇ ગયેલા હોવાથી હવે તેની જરૂરીયાત સ્વીકાર્યા વગર છુટકો નથી. તેને ઉંચે ધંધે ગણ્યા વગર ઉપાય નથી. આમ છતાં તેનું નિકંદન કાઢનારા કોઇ સ્વપ્ના સેવી રહ્યો હોય તો એકજ માર્ગ છે કે મ્યુનીસીપાલીટીને કહીને તે માણસ ચાહના મોટા તળાવો બનાવે, ચાહના નળ નખાવે અને ચાહ પાણી જેટલી મફત કરી મેલે તોજ હોટલો ભૂસાય તેમ છે એ માર્ગ જો અકકલબાજખાનને માર્ગ હોય અને તે અશકય હોય તો બ્હેતર છે કે હોટલને કાપડની દુકાન માફક વધાવી લેવી અને ત્યાં ખુલ્લે મોંઢે નાસ્તાને ઇન્સાફ આપવા જવું. એક વર્ગ તો બૈરા છોકરાં લઇને જવા માંડયો છે જ્યારે બીજો વર્ગ હોટલમાં દાખલ થવામાં પોતાને નીચ માને છે. :એ બધા વર્ગોને આખરે હોટલ સામે ધોળો વાવટો લઇને ગયા વગર છુટકો નહિ થાય એવા દિવસ આવી રહ્યા છે.

હવે માત્ર હોટલવાળાઓને મારે થોડુ કહેવાનું છે, “ પાશેર ભજીયાં આવે....એક ઇસમ દીઢ આના. કાળી પાઘડીવાળો પાંચ આના. આવી અપમાનજનક બુમો અને તેના શોરબકોર તે સાહેબ ઘટાડે તો સારૂં. માણુસો ખાવા આવે છે તે શાન્તિથી ખાવા શોરબકોર સાંભળવા નહિ ચાહ માર્કીટને બદલે મચ્છીબજાર જેવો દેખાવ આપણી

હોટલોનો એક બાજુ જુવો અને બીજી બાજુ એટલીજ સજ્જડ ઘરાકી વચ્ચે યુરોપીઅન હોટેલોની શાંન્તિ જુઓ ત્યારે આપણને આપણા પર ધીક્કાર આવે છે. એક આ ખામી.

બીજી ખામી ખરાબ માલની ! સવારના વધેલાં ભજીયાં સાંજના ગરમ ભજીયાં સાથે ભેળવીને ઘરાકોને ઝાપટવામાં આવે ! ત્રીજી ખામી ભુખ્યા ડાંસ માણસને પણ ઓર્ડવાળા માટે પા કલાક રાહ જોવી પડે તે ઉપર તરત ધ્યાન અપાય એટલું, બંધારણ જોઈએ. ગંદકી, શોરબકોર, પ્યાલાના ખખડાટ, વગેરેથી દુર રહેવું જોઈએ. અને છેવટ માણસોને જેમ વધારે સવડ વધારે આરામ, વધારે સંતોષ થાય તેવા સર્વ વૈજ્ઞાનિક ઉપાયો અને ગુણો વસાવે તો.

ચાહની હોટલ એ સમાજનો ચાહ હાંડા ભરીને પી શકશે.



પાયધુનીથી પાલવા બંદર !

## મુંબઇ શહેરમાં આવેલા અનેક દેશ દેશાવરની મુસાફરીનું એક પ્રવાસ વર્ણન.

આજ કાલ એક માત્ર બૈરાં અને બીજા બંગલાઓ સિવાય લાંબી અથવા ટુંકી મુસાફરીએ કોણ નથી જતું ?

૩૩ કરોડમાંથી ૧૬ કરોડ પુરૂષો "સવારે ઘરથી નીકળી જતાં પાંસરાં" બજાર, ખેતર અથવા કોર્ટની ઓફીસે કે બ્હાર કોર્ટની દુકાને. ૮ કરોડ બાળકો ઘેરથી નિશાળે જવા નીકળી રમતગમતના મેદાનની મુસાફરીએ જાય છે. ઉંદરો, વાંદાઓ અને બીજા જનાવરોને પંખીઓ દાણા-બંદરની મુસાફરીએ જાય છે. એક માત્ર ઘેર કોઇ પણ રહેતું તો હોય તો તે ઘર પોતે અને બીજું બૈરૂં !

તેમાં પણ થોડાંક લાખ માણસોમાં વિલાયતની મુસાફરીનો પવન વાય છે. રાજા મહારાજાઓ તબીયત સુધારવા યુરોપ જાય છે ને ત્યાં ખીસા ખાલી થાય છે. ખીસા સુધારવા પાછા દેશમાં આવે છે. પરિણામે મોદી ખાનાથી માર્સેલ્સ, વડોદરાથી વિલાયત નડીયાદથી નાલાસોપાલા વગેરે નામે પ્રવાસ વર્ણનોના પુપુસ્તકો પણ બહાર પડયા છે. મેં પણ એકવાર 'હાવરાથી હિમાલય વાયા અમદાવાદ'ની મુસાફરી કરેલી પરંતુ મને એમ લાગે છે કે જીંદગીમાં માત્ર એકજ લાંબી મુસાફરી મારા મોભ્ભાને છાજે તેમ નહી હોવાથી તેમજ મારી તબીયત બગડતી અટકે તે માટે એક બીજી લાંબી મુસાફરી 'માથે' લેવાની નક્કી કર્યું.

કોઇ પણ નકકી કરો એટલે ડાહ્યાઓ કહે છે કે 'દ્રઢ થઈને તે પાર પાડો' પણ તે દોઢ ડાહ્યાઓને કયાંથી ખબર કે કોઇપણ નિશ્ચય પાર પડવામાં એકલી દ્રઢતાજ કામ લાગતી નથી પરંતુ સાથે દોઢીયાંનીયે જરૂર છે. મેં જે નિશ્ચયો પાર પાડયા છે તેના અનુભવમાંથી આંકડાઓ

ભેગાં કરીને કહ્યું તો દ્રઢતાની જરૂર એક ટકો છે જ્યારે દોઢીયાની જરૂર એકસો ટકા છે. દ્રઢતા પાશેર વપરાય છે જ્યારે દોઢીયાં મણુંબધી અને ટનબંધી વાપરો તોય મુસાફરીમાં ખલાસ થઈ જવાનો સંભવ રહે છે. બ્હાર નીકળ્યે રૂપીઆતો પાસે છુટથી રાખવા જોઇએ. અને મારી પાસે તો રૂપીઆ હોય તો હું છુટથી રાખુંને ? એ સવાલે બહુ મુંઝવાયો એટલે મારા કાયમના પ્રાઇવેટ સેક્રેટરી હીરાની સલાહ લેવા અને બને તો ચાર છ આના મુસાફરીના ખર્ચ માટે મેં ગ્રાંટરોડથી શાંતાકુઝ હીરાને ત્યાં જવા માટે ટ્રેન ન મળવાથી ટેક્ષી કરી !

રસ્તામાં કોલાબા પાસે હીરો સામે મળ્યો. ટેક્ષીના મીટરમાં રૂપીઆ ૧૧ ચઢી ચુકેલા ને મેં કહ્યું 'હું આપું' પણ હીરો કહે ના હું આપું. "નવાબ—મારા સમ, ઘણે દહાડે તું મારે ત્યાં આવે ને હું ન આપું તો મારી તો આબરૂ જાય" આમ હીરાના કાઠિયાવાડી ઢબના અતિ આગ્રહને વશ થઇનેજ મેં તેને ટેક્ષીનું બીલ ચુકાવવા દીધું.

મુસાફરી માટે કયાંથી કયાં જવું, શું લેવું, કેટલો ખર્ચ કરવો અને તે ખર્ચ માટે પસા કયાંથી લાવવા એ બધાં સવાલો પર અમે બન્નેએ ખૂબ વિચાર કર્યો ખૂબ ભાષણો આપ્યાં. સવારથી બેઠેલા તે રાત ને વળી પાછી સવાર થઇ અને એ પ્રમાણે પૃથ્વીએ પોતાની ધરીપર આખું ચકકર લગાવવાની મુસાફરી પુરી કરી, અને જો કે અમે પહેલા ત્રણ પ્રશ્નનો નિકાલ તો દુધી છોલીએ એટલા વખતમાં કરી નાંખ્યો હતો છતાં છેલ્લા સવાલનો નિકાલ

ન કરી શક્યા ! છેક બીજી સવારે હીરાના મગનીયાની બાએ એ સવાલમાં મદદ કરી ને તેનો નિકાલ થયો અને આમ નિર્ણયો કર્યા:—
ઠરાવ ૧ લો.

કારણ કે લોકો તેને બહુ વખાણે છે, કારણ કે ઘણા લોકો ત્યાં ફરવા જાય છે, કારણ કે મગનીઆની માએ તે જોયું નથી અને તે તેમને બતાવવામાં આવે તો તેમણે ચોથા ઠરાવ પ્રમાણેની મદદ આપવાનું વચન આપ્યું છે, માટે, આ બધા કારણો છે, નવાબ હીરો અને મગનીયાની બાની બનેલી આ સભા ઠરાવે છે કે આજે સાંજે છ વાગે પાયધુનીથી પાલવા બંદરની મુસાફરીએ ટ્રામમાં બેસીને નીકળવું.
ઠરાવ ૨ જો.

ટ્રામ ગાડીમાં બધી પેસેંજર ગાડીઓ હોવાથી અને એક પણ માલ ગાડી દોડતી ન હોવાથી, તેમજ પેસેંજર ગાડીમાં છત્રી, લાકડી, હેંડબેગ કે નાનું પોટલું એ સિવાય બીજો કંઈ સામાન ગાડીવાળા જવા દેતા ન હોવાથી આ સભા ઠરાવે છેકે આ મુસાફરીમાં માત્ર જરૂર પડતોજ નીચે પ્રમાણે સામાન લેવો: મગનીઓ તોફાન ન કરે પરંતુ કંઈક લેસન કરે ને એકડા ઘુંટે માટે તેણે સીલેટપેન લેવી. તેની બાએ એક પાણીનો ઘડો લેવો: જેમાં નીચે પાણી લેવું ને ઉપર ભાતામાં ખાવા માટે તાજા ચણા મમરાને સારી સીંગ ભરી લેવી. હીરાએ એક હાથમાં છત્રી ને લાકડી લેવી ને બીજા હાથમાં રસ્તામાં વાંચવા કામ લાગે

માટે 'બે ઘડી મોજ'ની એક નકલ ખરીદી તેની ભુંગળી બનાવી ને રાખવી અને નવાબે બન્ને હાથ ખાલી રાખવા જે ફાજલ હોવાથી કંઈક વધ્યુ ઉપાડવા કામ લાગે તેમજ પરદેશમાં કોઇ મવાલીથી ભેટો થઈ જાય તો 'કલમથી ઘા' કરવા કામમાં આવે !

ઠરાવ ૩ જો

થોમસકુક અને કોક્ષમાં તપાસ કરતાં યુરોપ અમેરિકા ને જાપાનની મુસાફરીમાં લાખ્ખો રૂપીઆની જરૂર પડતી હોવાથી અને વળી સેંટ્રલ બેંક કે ઇમ્પીરીયલ બેંકમાં લાખ્ખો તો શું પરંતુ મારૂ, હીરાનું, મગનીયાનું, કે તેની બાનું ખોટું ખાતુંએ ન હોવાથી એ દેશોની મુસાફરીએ જવાને વિચાર માંડી વાળી માત્ર મુંબઈ શહેરમાં આવેલા દેશો જોવા માટે પાયધુનીથી પાલવા સુધીનો જે મુસાફરીનો પ્રોગ્રામ ઘડયો છે તે શરીર માપી તેજ વેતર્યું હોવાથી આ સભા ઠરાવે છે કે આ મુસાફરીમાં કુલ ખર્ચ ટ્રામની ટીકીટ જેટલોજ કરવો અને તેથી વધુ:એક પાઇબી ખોટા ખર્ચમાં વાપરવી નહી.

ઠરાવ ૪ થો.

મુસાફરીના ખર્ચ માટે ફંડ કરવામાં આવ્યું. તેમાં મગનીઆની બાએ તેને સાથે લઇ જવાની શરતે એક રૂપીઆનો મોટો ફાળો ભરેલો હોવાથી આ સભા તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માને છે અને દુનીઆના બીજા બૈરાંઓને તેમનો દાખલો લેવા ભલામણ કરે છે.

સભાનું કામ આટલા ઠરાવ કર્યા પછી પુરૂં થતાં હવે અમે ઠરાવોને અમલમાં મેલવા માટે તૈયારી કરી હિંદને સ્વરાજ્ય નથી મળતું તેનું કારણુજ એ છે કે નેતાઓ ઠરાવોને અમલમાં મેલવા માટે તૈયારી નથી કરતા અને એ વાત મારા ધ્યાનમાં હોવાથી અમારા ઠરાવો છાપામાં છપાય તે પહેલાંજ તેમને અમલમાં મેલવા માટે અમે તૈયારી કરી.

પાયધુનીપર પાલવા જતી પાંચ નંબરની ટ્રામની રાહ જોતો અમારો સંઘ પ્લાટફોર્મપર ઉભેલો. સામાન સુમન બાંધીને મજુરીનો ખર્ચ ન કરતા જાત મહેનતનો આશરો લઇ અમારા શરીરો મુંબઇ શહેરના જાપાનીસ ચીમની જેવા શરીરો ધરાવતાં માણુસોને દાખલા રૂપ થઇને ઉભેલા.

ઘંટડી વાગી. ટ્રામ આવી. ગરદી ખુબ હતી. છતાં અમે મહા મુશીબતે જગ્યા મેળવીને બેઠા. મગનની બાને બૈરાંના ડબ્બામાં બેસાડી. સીસોટી વાગી વળી પાછી ઘંટડી વાગીને ટ્રામ ઉપડી. "આવજો.... આવજો.... કાગળ બાગળ લખજો છોકરાઓને બોલાવજો" એવી બૂમો બીજા કોઈએ નહિ પરંતુ અમારે રિવાજ ખાતર પાડવી પડી અને ગીરગામની રાહ જોતાં એક પારસી બાવા સાથે અમને થોડો સ્નેહ બંધાયલો હતો એટલે અમે તેમને એ બુમો પાડી છેલ્લી સલામ કીધી. આમીન કીધી. દુવા ગુજારી.

સૌથી પહેલાં તો અફ્ગાનીસ્તાન જેવો ચઢાણુવાળો દેશ આવ્યો. આ દેશમાં વાસણો બહુ વેચાય છે. જમણા

હાથ પર જાતજાતના વાસણોના કારખાના હતા અને ડાબા હાથપર મુંબાદેવીનું તીર્થસ્થળ હતું પરંતુ તેની આગળ મારવાડીઓની સોના ચાંદીની દુકાનો અને અમારી સાથે મગનીયાની બા હોવાથી અમે એ જાત્રા કરવાનું માંડી વાળ્યું.

પછી ભૂલેશ્વર નામનો દેશ આવ્યો. આ દેશમાં શાક ઉગાડીને વેચવાનો મોટો ઉદ્યોગ ચાલે છે. અહીંની એક હોટલવાળાની ચાહ બધે દેશ દેશાવર વખણાતી હોવાથી અમે તેના કારખાનાની મુલાકાત લીધી અમને તેના ઓર્ડર વાળાએ સીટ શોધવા માટે આખા કારખાનામાં ફેરવીને આખું કારખાનું બતાવ્યું અને તેમના ચાહ ને ગાંઠીઆના નમૂના ચાખી જોઈ અમે અજબ થયા.

ડાબી બાજુએ ઝવેરી બજાર નામનો મહાન દેશ જેમાં હીરા મોતી ને સોના ચાંદીની ખાણો છે તે વિષે સાંભળ્યું પરંતુ મગનની બાને લીધે અમે તે દેશમાં પણ જવાનું માંડી વાળ્યું.

ત્યાંથી આગળ વધતાં ગુજરાતીઓના ઘરોના છજા પર ઘાઘરા, ચણીયા, ચોળી, ધોતીયાં સુકવાતા જોયાં. પણ હીરો કહે:

" એ લુગડાં સુકવાય છે એમ તું ધારે છે તેમાં તું ભુલે છે. એ તો જેમ રાજા મહારાજા દશેરાની સ્વારીએ ચઢે ને લોકો ઘર ઉપર ધજા પતાકા ચઢાવે છે તેમ તું ને હું લાંબી મુસાફરીએ નીકળેલા હોવાથી આપણા માનમાં બધાએ પોતપોતાના ઘર ધજાથી શણગારવા ધાર્યા પરંતુ તે ઘટી પડી એટલે છેવટ આ ઘરમાંથી લુગડાં કા-

ઢીને ટાંગ્યા છે." મગનની બાએ હીરાના ઠરાવને ટેકો આ-પ્યો ત્યારેજ મારી ગેરસમજ દુર થઇ.

વચમાં જુની હનુમાનગલી, નવી હનુમાનગલી, ગા-યવાડી, વિઠલવાડી, રામવાડી, પ્રીન્સેસ સ્ટ્રીટ, લુહારચાલ વગેરે અનેક નાના નાના દેશો આવ્યા અને કોઇમાં ચોપડી વેચવાના કારખાનાનો ઉદ્યોગ તો કોઈમાં અળસી સરસીની લે વેચ કરવાનો ઉદ્યોગ. એમ દરેક દેશમાં કોઈને કોઇ દેશોપયોગી મહાન ઉદ્યોગ ધમધોકાર ચાલતો હતો.

જેમ ફ્રાંસ પહોંચ્યા પછી વેરાન દરીયો ઓળંગીને વિલાયત જવું પડે છે તેમ ધોબીતળાવ રૂપી ફ્રાંસના બંદર પર પહોંચ્યા પછી કુકશાંકરોડ નામની વેરાન ભૂમિ આવી અને હવે મુસાફ્રરી પુરી થતાં લંડન જેવો મહાન, ધમાલ ધરપચ કરતો બોરીબંદર દેશ આવ્યો. ત્યાંથી કોટમાં પસાર થતાં જાણે આખું ઇંગ્લાંડ જોયું હોય તેવો ઓડકાર આ-વ્યો અને છેક એ દેશને પેલે કિનારે અમે પાલવા પહોંચ્યા !

પણ પાલવા પહોંચતા તો દમ નીકળી ગયો. અનેક આની બે આનીનું પાણી થઈ જતાં મગનની બા ચોળી બદલતાં ભૂલેલી અને જુની ચોળીમાં ચાર આના હતાં તે ખલાસ થઇ જતાં અમે પાલવાપર રખડી પડયા. હવે પાછા ઘેર કેમ જવું એ મુશ્કેલી થઇ પડી છે. એ એક અશકય વાત હતી. એક પૈસો પણ ન્હોતો, પાલવા જેવા પરદેશમાં અ-મારૂં કોણ બેલી ?

અમે ઘેર સલામત પહોંચી ગયા.

ચાલીને ઘેર આવ્યા સિવાય બીજો રસ્તોજ નહોતો. ચાલીને મુસાફરી કરવામાં બીલકુલ મઝા નહિ આવેલી હોવાથી આ મુસાફરીનો નાટક અહીં ખલાસ થાય છે, અને બીજો નાટક બીજે અંકે ભજવી બતાવવામાં આવશે.

આપે જે અહીં પધારીને અમારી કંપનીને આભારી કરી છે તે માટે કંપની તમારો સર્વનો આભાર માને છે.



## શોધી કાઢવાની રીત.

થાણાની હોસ્પીટલમાં મારૂં ભેજું રજીસ્ટર્ડ કરાવ્યા પછી ડાકટરો અને મિત્રોના અતિ આગ્રહને પરિણામે મને ખાત્રી થતી ગઇ કે મારા માથા રૂપી એસ્ટાઇટ તીજોરીમાંથી મગજ કયાંક ખોવાયું છે. એ વાત જો સાચી હોય તો ખોવાયલી વસ્તુઓ કેમ શોધી કઢાય છે તે જાણુવાનો સવાલ તે હાલમાં મારી પાસે છેલ્લામાં છેલ્લો ઉભો થયેલો સવાલ છે. સવાલો પણ માણસની માફક બેસી જાય ને ઉભા થાય છે એ જોતાં તે સુઇ જતાં હશે કે નહિ તે તો વળી પેલા મુખ્ય સવાલનો પેટા સવાલ છે તે વિષે તપાસ કરવા માટે મારા ધારવા પ્રમાણે હીંદી સરકારથી માંડી નાના કોમી મંડળ સુધીની દરેક સંસ્થાના પ્રતિનિધિ સાથની એક ગોળ ટેબલ પરિષદ બોલાવવી જોઇશે. આ વિચાર કરવા જતાં મુખ્ય સવાલ સુઇ ન જાય તે માટે આપણે તેની ચોટલી (અલબત્ત તે સવાલ હિંદુ ધર્મ પાળતો હોય તોજ ) પકડીને આગળ વધીએ.

રાખમાંથી સોનું શોધી કાઢવાની સોનીઓની રીત એવી છે કે તેને પાણીમાં નાંખે છે જેથી રાખરાખ પાણીમાં મળી જાય છે ને સોનું સોનું જુદુ પડી જાય છે. આમ સોનાની કાંકરીઓના હૃદય ન પીગળી શકે તેવા જડ હોવાથી તે જુદી પડી જાય છે, આ રીત જોતાં મારે શું કરવું જોઇએ ? શું મારે દશ પંદર માણસોના મગજો ભેગાં કરી, તેમને પાણીમાં પલાળી તેમાંથી મારૂં મગજ શોધી કાઢવું જોઇએ ? એમ કરવા જતાં વખત બધાની સાથે એ પણ પીગળી જાય તો મોટી મુશ્કેલી ઉભી થાય જે મગજની ગેરહાજરીમાં કદી ઉકેલી ન શકાય !

ત્યાર પછી બીજી રીત ધૂળધોયાંઓ પતરાંના સુપડાંમાં ગટરના પાણી લઇ આડો હાથ રાખીને પાણી નીતતરવા દે છે અને બાકી રહેલી કીંમતી વસ્તુઓ ખીસામાં મુકે છે તે છે. હિંદુ બૈરાંઓ ચોખા આ રીતે ધુએ છે. આ રીત તેમની અકકલની માફક નકામીજ છે. વહેતા પાણીની આડો હાથ દેવો એ કોઇ ડાહ્યું માણસ ન કરે ? બ્હેતર છે કે પાણીમાંથી કીંમતી વસ્તુઓ નીતરવા દેવી જેથી પાણી પાણી રહી જાય ! મારૂં કહેવાતું ખોવાઇ ગયેલું મગજ શોધવા માટે હું નથી ધારતો કે મારે ગટરના કાદવ કચરામાં આ રીતે તપાસ કરવી પડે, કારણ કે એટલી બધી સુગંધ વચ્ચે રહેવા માટે તે કદી ટેવાયલું નથી. !

ત્રીજી રીત જોશીને કે પંચાંગમાં ખોવાઇ ગયેલી વસ્તુ શોધી કાઢવાના આંકને પુછવાની છે. એક વાર એક જોશીને

પૂછી જોયું, ત્યારે તે તો ધન મકર કુંભ મેળ ગણવામાં એટલો બધો તલ્લીન થઇ ગયો કે એનું પોતાનું મગજજ મારા મગજની શોધમાં ગયેબ થઇ ગયું, જેમ ન્યુસપેપ-રોમ "ફલાણા ડુબતાને બચાવવા જતા પોતે ડુબ્યા" ના બનાવો પ્રગટ થાય છે તેમ! આઠેક દહાડા પછી ખુબ પાસા નાંખી, અનેક ગુણાકારોમાંથી ભાગાકારો બાદ કરી સરવાળે તેણે કહ્યું કે "તમારૂં મગજ અમુક વસ્તુની ઉત્તર દિશામાં છે જે પકડી લાવવા માટે સવા લક્ષ જપ કરવા પડશે જે માટે મારી ફી રૂપીઓ સવા છે," મારૂં માથું મારા શરીરની ઉત્તરેજ હોવાથી મારે એ નકામો ખર્ચ કરવાની જરૂર ન્હોતી એટલે આ ત્રીજી રીત તો મેં અડધીજ અજમાવી કહેવાય.

ચોથી રીત આંખે પાટા બાંધીને કોઇ પણ વસ્તુ પર આંગળી મુકીને શોધી કાઢવાની છે, એમ કરવા ગયો ત્યારે ગધેડાનું પુંછડું હાથમાં આવ્યું, એ પુંછડાંને દોરડું ગણીને મારૂં મગજ ગધેડા રૂપી મકાનની છેલ્લી બારી યાને માથું તેમાં તો નહિ પહોંચ્યું હોય? અશક્ય છે. મારૂં મગજ જો તેના માથામાં હોત તો તેને "અક્કલ વગરનો ગધેડો" માત્ર ગધેડાઓજ કહી શકતે!

કોયડાઓના જવાબો કે દાખલાઓના જવાબો શોધી કાઢવાની વિદ્યાર્થીઓની રીતો મોટે ભાગે બીજાઓમાંથી 'કોપી' કરી લેવાની હોય છે. એ રીત પ્રમાણે કોઇનું 'મગજ' કોપી કરી લઉં (એટલે કે ગૃહસ્થાઇભરી રીતે ખીસામાં મેલું!) તો શું ન ચાલે? પણ એમાં એક જોખમ

છે. અનેક ખીસા કાતરૂઓ જીવન મરણ વચ્ચે ઝુલાવતા જોખમ ખેડી ખીસા કાપે છે અને મળે છે ત્યારે ચામડાના પાકીટમાંથી લેણદાર મારવાડી તરફથી મળેલી નોટીસને બહુ બહુ તો ઉપર એકાદો ગાયકવાડી પૈસો! આ લાભ લેવા જતાં તે પકડાઈ જાય છે. આમ હું પણ કોઇકનું ' માથું કાતરી ' મગજ તફડાવવા જાઉં ને વખતે ખાલી પડી ગયેલું મગજ હાથમાં આવે તો! આજકાલ ઘણાના મગજ ખાલી પડી ગયેલા છે, તે તો બ્રેઇન ટોનીક દવાની વધી પડેલી ઘરાકી પરથી સાબીત થાય છે એટલે મારી મહેનત ફોગટ જવાના ઘણા સંભવ છે. આવું જોખમ મારા જેવું કેળવાયલું મગજ ધરાવનાર માણસ ( ભલેને કામ ચલાઉ ખોવાઇ ગયું હોય તેથી શું થયું ? ) કદી ના ખેડે! જેના માથામાં જગ્યા ભાડે આપવાની છે તેમનું જ આ કામ છે !

હબસીઓ અને નજુમીઓ પાસા ફેંકીને ખોવાયલી વસ્તુ શોધી આપવા કપાળ પાછળ રહેલા નસીબને મદદે બોલાવે છે. આ લોકોમાં અક્કલનો છાંટો હશે કે કેમ તેય એક સવાલ છે. હોત તો વળી મગજ ને નસીબ જે કપાળની પાછળ જોડીયાં માપ તરીકે રહે છે અને જેને એક બીજા વગર કદી ચાલતું નથી તેમાંથી મગજ જાય ત્યારે નસીબ વળી બાકી રહ્યું હોય ખરૂં ? એ તો પેલા સાક્ષર કવિની ભાષામાં કહીએ તો:–

"જ્યાં બુદ્ધિ બાઇ દોડતી, ત્યાં ભાગ્યચંદ ભટક્યા કરે" એટલે નસીબ સાહેબને ત્યાં તપાસ કરવાની આપણી ઇચ્છા નથી !

ઘરમાં એકવાર એક બાપુજીએ મીસીસને કહ્યું કે "જો તો ખરી, બાબુ ક્યાં ગયો" બાઇ સાહેબનું ધ્યાન ક્યાંક બીજે ગયેલું એટલે તેમણે ટેબલ ને કબાટના ખાના ખોળવા માંડયા ! છેવટ નિરાશ થઇ તેમણે આવીને કહ્યું: "ત્યાં શું ક્યાંય પણ નથી, તમારા ખીસામાં જુઓ વખતે ભૂલમાં તમે ત્યાં મુકયું હશે;" ભાઇએ પુછયું: "શું શોધી આવી ! શેની વાત કરે છે ?" બહેને જવાબ આપ્યો "તે તો મને યાદ નથી. તમે મારી પાસે શું માંગેલું!" આ નાની સરખી બનેલી વાર્તામાં પણ ખોવાયલું શોધવાની એક નવી રીત હતી. એમાં અકકલના છાંટા નહિ પણ કુંડા ભરેલા હોવાથી એ રીત અજમાવાની આપણને ગમી, અને ઘરમાં પગલું લીધું. ઘાટી, શેઠાણી, બાબુડો અને ચોથો હું પોતે દાણાના મસાલાના ડબા, ખાલી વાસણો, અભરાઇઓ, ગોખલા, ટાંકાઓ, ફર્નીચર બધું તપાસી વળ્યા. છેવટ ગાદલા પણ ઉકેલીને અંદર તપાસ કરી જોઇ, કારણ કે બનવા જોગ છે કે ઉંઘમાં માંકડો તાણી ગયા હોય. પણ હાય નિરાશા ! ખોવાયલું મગજ ક્યાંય ન મળ્યું સિવાય કે એક પીત્તળના ડાબડામાંથી 'ચણાનો મગજ' મીસીસે બનાવેલો તે મળ્યો, જે ખાઇ પાણી પીને આવતી નિરાશાને પાછી વાળી !

હાય ! હવે હું ક્યાં જાઉં ? આવડા મોટા જગત્‌માં યુરોપીઅનના પાળેલા કુતરા જેવું મારૂં વ્હાલું લાડકુ મગજ ક્યાં ગોતું !

પણ એ કુતરા પરથી એક નવી રીત યાદ આવી.

છાપાઓમાં "ખોવાએલું છે—એક કાળું સ્કોટીશ ટેરીયર. માલીક તેના વગર રડે છે. શોધી આપનારને ઇનામ" એ એ સાધારણ થઈ પડેલી જાહેર ખબર યાદ આવી. એ છેલ્લામાં છેલ્લી ફેશનની રીત છે. જેથી ખોવાયલું જડે છે ને જડેલું ખોવાય છે ! પેલા એક બુઢ્ઢા માયજી કપાળ પર ચશ્મો રાખેલો ભુલી જઈને છાપામાં ચશ્મો શોધી આપવાની જાહેર ખબર આપવા ગયેલા ને છાપાંવાળાએ ઇનામ ડીપાઝીટ રાખી તેમના કપાળ પરથી ચશ્મો શોધી આપેલો, એ રીતે મારા ઈનામના રૂપીઆ ફોકટ તો ન જાય એ માટે કાળજીપૂર્વક કપાળથી પગના તળીયા સુધીનો પ્રદેશ ગરથ ગામ ઠામ ઠેકાણું જોઈ તપાસી ચોકસી કરી ઓફીસમાં "Lost and found" કોલમમાં જાહેર ખબર આપવા અને મારૂં મગજ શોધી આપનારને તેમાંથી અડધો ભાગ ઈનામ આપવાનું જાહેર કરવાનો હવે મેં નિશ્ચય કર્યો છે.

મારો એ નિશ્ચય હવે મેરૂ જેવો અચળ છે; ઉપરથી પ્રભુ ઉતરી આવે કે સૂર્ય પશ્ચીમમાં ઉગે કે ધરતી સમાઇ જાય તોય એ નિશ્ચય ફરે તેમ નથી. હાલમાં મેં આખી દુનીઆના છાપાઓના જાહેર ખબરોના ભાવો મંગાવ્યા છે જેથી—જેના સસ્તા હોય તેમાં મગજ ખોવાયાની જાહેર ખબર આપી શકાય"! દરમ્યાન—

"ખોવાણું છે મગજ નંગ—૧ ઘંઉવર્ણો દેખાવે. ગોળ ચહેરો, હિંદુ ધર્મ, કાળો કોટ ને ધોતીયું પહેરે છે. અડધી રાતે સીનેમા જોવાનું કહીને, ભાગી ગયેલ છે. પત્તો

લગાડનારને અડધો ભાગ ઈનામ, માલીક તેના વગર છાતી કુટે છે, લખો, અક્કલબાજ ખાનને"

આ પ્રમાણે ફર્સ્ટ કલાસ જાહેર ખબર ઘડી રાખી છે. તે કયે દહાડે બહાર પડશે તે માટે આ ઠેકાણે જોતા રહો ! ! ! આ સિવાય ખોવાયલું શોધી કાઢવાની કોઈની પાસે નવી રીત હોય તે લેખકને લખવું !

---

## પટેલ કમીશન !

જે દેશના પહેલા જાહેર પુરૂષ સ્વ. દાદાભાઈ હતા. જે દેશને ખાતર સ્વ. દાદાભાઇએ પોતાનું જીવન ખર્ચ્યું. તે દેશને કિનારે તે દેશને સ્વરાજ્ય આપવાના બહાણા હેઠળ ‘ સાઇમન કમીશન ’ ઉતર્યું છે. તે ‘ ઇંગ્લાંડમાં બનેલું ’ છે ! દેશને સંખ્યાબંધ આગેવાનોની નામરજી છતાં અણગમતી ચીજો મુંબઈના બારામાં સ્ટીમર રસ્તે દાખલ થઇ જાય તેનું કારણ શું હશે ? પણ અરે, દેશને જકાત નાંખવાનીયે સત્તા નથી ! ! !

આ એક બનાવ બન્યો છે. એ બનાવ વિષે રાજ્ય-ધારીઓ શું ધારે છે તે ધારાસભાઓમાં જણાય છે; વિદ્વાનો શું ધારે છે તે છાપાંઓના લેખોમાં જણાય છે; વેપારીઓ શું ધારે છે તે ખાધ–ખોરાકીના ભાવો ચઢે છે કે ઉતરે છે તે પરથી જણાશે ! પરંતુ, હાસ્ય–લેખકો શું ધારે છે તે જાણવું જરૂરી થઇ પડશે ! દાખલા તરીકે હું શું ધારૂં છું તે અહીં કહેવા રજા લઉં છું.

જર્મનીનું જોન ફેબરનું કારખાનું લ્યો કે અમેરીકાનું એ. ડબલ્યુ. ફેબરનું કારખાનું; પરંતુ કોઇ પણ કારખાનામાં હજી સુધી એવી જાતના રબ્બરને પેન્સીલ નથી બન્યા કે જેથી ઇતિહાસમાંના બનાવોને ભુંસીને ફરીવાર ઉંધા લખી શકાય !

ઇતિહાસ ઉંધો છાપી શકાશે; ઉંધો બાંધી શકાશે; ઉંધો વાંચી શકાશે; પણ ઈતિહાસ ઉંધો બનાવી શકાશે ખરો ? હું ધારૂં છું કે ખોદાયજીનું કારખાનું પણ ઈતિહાસને ઉંધો બનાવી દેવા અશક્ત હશે ! માત્ર એકજ જણ તે ઇતિહાસને ઉંધો ચીતરી બતાવશે અને તે એક માત્ર રમુજી લેખક ! ! ! એ બનાવપરથી મને પોતાને એટલું લાગી આવ્યું મેં મગજમાં આખો ઈતિહાસ ઉંધો કલ્પી લીધો અને તેનું ચિત્ર નીચે રજુ કર્યું છે.

ઈ. સ. ૧૬૭૫ માં " ઈન્ડીયન ક્રોમવેલ " શિવાજીએ હિંદના ઔરંગઝેબ પાસેથી રાજ પડાવી હિંદમાં પાર્લામેંટ સ્થાપી. તેમાં પાછા નાટકોની માફક ઓરચેસ્ટ્રા અને પીટ ક્લાસ હોય તેમ બે વર્ગ બનાવ્યા, (૧) દીવાને ખાસ

યાને હીંદી હાઉસ ઓફ લોર્ડસ અને (૨) દીવાને આમ યાને હીંદી હાઉસ ઓફ કોમન્સ.

એ વખતમાં સુરત બંદરેથી આત્મારામ ભુખણ નામનો એક હિંદી વાસ્કો–ડી–ગામા જેવો સાહસિક વાણીઓ વ્હાણુમાં માલ ભરીને દરીઆપારના દેશો તરફ વેચવા નીકળી પડયો. તે દહાડે આફ્રીકાને સુરત વચ્ચે વેપાર ચાલતો. હાલ જ્યાં કેપટાઉન છે ત્યાં તેના વ્હાણને તોફાન નડવાથી વ્હાણ તણાયું ને ઇંગ્લાંડમાં સાઉથેમટનના બંદરે આવી પહોંચ્યું, તેણે ત્યાંના રાજાને હીંદી મરીમસાલાનું નજરાણું કીધું ને રાજાએ ખુશ થઇ તેને પોતાના દેશ સાથે વેપાર ખેડવાનો પરવાનો આપ્યો.

આત્મારામભાઇની આ ચળકતી ફતેહ જોઈ મુંબઈ ઇલાકાના પારસી ને વાણીયા રાજદ્વારીઓ તે તરફ લલચાયાં ને તેમણે "વેસ્ટ ઇંગ્લાંડ કંપની" શરૂ કરી. ઇંગ્લાંડ સાથે જબરજસ્ત વેપાર ખેડવા માંડયો. સાઉથેમટનમાં પોતાના વેપારને મવાલીઓથી રક્ષણ આપવા માટે તેમણે રાજાનો પરવાનો લઇ લશ્કર રાખવા માંડયું ને કોઠી કરી. આખા ઇંગ્લાંડમાં તે દિવસે ઓક્ષફર્ડ–કેમ્બ્રીજ લંડન વગેરે માંહો-માંહે બોક્ષીંગ કરતા હતા! ત્યાં યાહુદીઓના હુમલાથી અસલના વતનીઓ શુદ્ધ એંગ્લોસેક્ષનો ત્રાહ્ય ત્રાહ્ય પોકારતા હતા તેમને આ વેપારી હીંદીઓએ ધીમે ધીમે મદદ કરવા માંડી તે બદલામાં લશ્કરી ખર્ચ લેવા માંડયો! એક દિવસ સાઉથેમટનના રાજાની રાણીને પગે પાળેલા કુતરાએ બચકું ભર્યું અને તેને કોઇ પણ ડાકટર મટાડી નહિ શકયું તેથી

હીંદી વેપારીઓ સાથે છોકરા ભણાવવા ગયેલા દુર્ગાશંકર મહેતાજી જે વૈદું પણ કરતા હતા તેમણે આંબાહળદર ઘસીને ચોપડવાથી રાણી સાજાં થયાં ને હીંદીઓને લંડનમાં વપાર કરવાનો પરવાનો મળ્યો !

અહીં હીંદની હોમ ગવર્મેંટમાં તે દરમ્યાન મોટી મોટી ઉથલપાથલ થઇ ગઈ હતી. જુના (કેથોલીક) વૈષ્ણવ સંપ્રદાય સામે હીંદના માર્ટીન લ્યુથર દયાનંદ સરસ્વતીએ આર્યસમાજ નામનો પ્રોટેસ્ટન્ટ ધર્મ ફેલાવ્યો હતો. શિવાજી મહારાજના ત્રીજી પેઢીએ ઝાંસીની રાણી ગાદીએ આવેલાં, કારણ કે, લોકમતનું ધોરણ તે વખતે હિંદમાં દાખલ થઈ ગયેલું હોવાથી રાજા કોને નીમવા તે માટે ચુંટણી થતી અને તે વખતે ચુંટણીના પરિણામમાં ઝાંસીની રાણીને અને તાતીયા ટોપીને સરખા મત મળવાથી નાના ફડનવીસે પોતાનો કાસ્ટીંગ વોટ રાણીની તરફેણમાં આપી આખા હિંદના મહારાણી તરીકે તેમને સ્થાપ્યા હતા ! એ રાણીના રાજમાં "વેસ્ટ ઈંગ્લાંડ કંપની" બંધ કરવામાં આવી અને આખા ઈંગ્લાંડનું રાજ રાણીના છત્ર નીચે આવ્યું. આખા ઇંગ્લાંડમાં યોર્કશાયર, ડેશાયર, વગેરે દરેક પ્રાંતના નાના નાના ખડીઆ રાજ્યોને ખાલસા કરી તે વખતના ત્યાંના હીંદી ગવર્નર રણજીતસીંગે રાણીના રાજ્યમાં જોડી દીધા હતા !

તે વખતે માંચેસ્ટરમાં મલમલના તાકા મુઠીમાં સમાય એવું ઝીણું કાપડ બનતું, પરંતુ, હીંદુસ્તાનમાં ૩૩ કરોડ રેંટીયા ફરતા હોવાથી તેના કાપડ માટે બજાર તૈયાર કરવા

હેતુપૂર્વક માંચેસ્ટરની કલાબાજ મશીનરીના પૈડા કાપી નાંખવામાં આવ્યા અને તે દિવસથી કરોડો રૂપીઆની આહી હીંદથી ઈંગ્લાંડ જવા લાગી ને ત્યાંનુ ધન અહીં ઘસડાઈ આવવા લાગ્યું !

ઇંગ્લાંડમાં ધીમે ધીમે હીંદી ગવર્નરોએ હથીયારબંધીનો કાયદો દાખલ કર્યો અને કોઇને પણ લડાયક ઓજારો રાખવાની મનાઇ કરવામાં આવી ! પરિણામે તે પ્રજા નિર્દોષ પીસ્તોલો બંદુકો અને તોપો રાખતી થઇ અને તેમાં ગોળી ગોળા વાપરવાને બદલે રેંટીયા પર નાપસંદ થએલી રૂની પુણીઓ વાપરવાનો હુકમ થયેલો, હીંદી ઘઉંવર્ણી પ્રજાને એ ગોરી ચામડી જોતાંજ સુગ ચડતી અને તે પ્રજાના ઠેર ઠેર અપમાન થતા !

ઈંગ્લાંડના દેશની આ દુર્દશા જોઇ હીંદના ૨૦૦ વર્ષના અમલ દરમ્યાન એક પણ અંગ્રેજને સરકારી નોકરી ન મળતી હોવાથી મહાત્મા લોઇડ જયોર્જે સ્વરાજની ચળવળ ઉપાડી ને અંગ્રેજ પ્રજાને અસહકાર—લડાઇનો સંદેશ આપ્યો. તે વખતે ઇંગ્લાંડમાં હીંદી વાઇસરાય તરીકે મહાત્મા ગાંધી હતા. તેમણે હીંદની વડી સરકારે ભલામણ કરી કે અંગ્રેજ પ્રજાને સ્વરાજનો ટુકડો નાંખ્યા વગર છુટકો નથી ! એટલે હીંદી પાર્લામેંટમાં વડા પ્રધાન મી. તીલકે ઠરાવ રજુ કરી ૧૯૧૭ ની સાલમાં ઈંગ્લાંડને બેવડા અમલના સુધારા આપ્યા ! અને સાથે જણાવ્યું કે સ્વરાજના માર્ગે બીજું પગલું દશ વરસ પછી ભરવામાં આવશે ! ૧૯૧૭ પહેલાં એશીયા ખંડમાં ઈરાન, અફગા-

નીસ્તાન સાથે હીંદને મોટી લડાઇ લડવી પડી હતી અને તેમાં હીંદના મિત્રરાજ્યો તરીકે બર્મા, અરબસ્તાન, આફ્રીકા. ચીન, કોરીઆ, એશીયાઇ તુર્કસ્તાન વગેરે જોડાયા હતા તેમજ ઇંગ્લાંડ તરફથી પણ બહાદૂર હાઇલેન્ડરોના લશ્કરો આવેલા જેમણે સારી મદદ કરી હતી, તો પણ ૧૯૧૫ માં હીંદ હારવાની અણીપર હતું તે વખતે જાપાન હીંદની મદદે દોડયું અને લડાઇ જીતાઇ, એ જાપાનને લડાઈમાં જોડવા માટે ઉંડા ભણાવવાનું કામ તે વખતના પરદેશ ખાતાના પ્રધાન એક વાણીઆ ગૃહસ્થ હતા તેમણે કરેલું ! લડાઇ દરમ્યાન ઇંગ્લાંડે મદદ કરેલી એટલેજ મી. તીલકે "તીલેક–ગાંધી" નામના સુધારા ૧૯૧૭ માં ઇંગ્લાંડને આપ્યા.

૧૯૨૭ માં પોતાનું વચન પાળવા હીંદી પાર્લામેંટમાં વડા પ્રધાન મી. જીનાએ મી. વીઠલભાઈ પટેલના પ્રમુખપદે પાંચ સભ્યોનું તપાસ પંચ ઈંગ્લાંડ મોકલવા અને તે દેશ સ્વરાજ માટે હવે કેટલો લાયક છે તેની તપાસ કરવા માટે નીમવાનો ઠરાવ રજુ કર્યો. તેમાં એક પણ અંગ્રેજને નીમવામાં આવ્યો ન્હોતો. આથી આગેવાન અંગ્રેજો ખળભળી ઉઠયા અને આખા ઇંગ્લાંડમાં શોરબકોર શરૂ થયો આમ છતાં તે દેશના મતને ઠોકરે મારી "પટેલ કમીશન" હીંદથી ઉપડી ઇંગ્લાંડ ગયું ને ત્યાં પ્લીમથ બંદરે ઉતર્યું. ત્યાંના હીન્દી વાઇસરોય પંડીત ન્હેરૂએ એ કમીશનને સરકારી આવકાર આપવા બધી તૈયારી કરી રાખી હતી, છતાં, ઇંગ્લાંડે કાળા વાવટા, હડતાલ વગેરે દેખાવો કરી "પટેલ પાછા વળો"! એવા અવાજો દ્વારા પોતાની નાપસંદગી જાહેર કરી દીધી.

ઇંગ્લાંડે હવે હડતાલ પાડી હોવાથી અને પટેલ સાહેબે હજી ચુપકીદી તોડી નહિ હોવાથી હવે ઇંગ્લાંડનું નસીબ હિંદ કેવું ઘડશે તે ચોક્કસ નહિ હોવાથી આ ઇતિહાસ અહીં તમામ શુદ, સમાપ્ત યાને ઇતિશ્રી થાય છે.

આશા છે છોકરાઓને ભણાવવા માટે હીંદની બધી નિશાળોમાં આ ઇતિહાસ મંજુર થવાને લાયકનો ગણાશે ?

---

## બુદ્ધિ, માથાફોડ અને મગજદશા !

નાટકોમાં હા થઇ ગયા હોય છતાં પહેલો પડદો પોણો કલાક સુધી જોયાં કરવો પડે છે, ને તે પરના ચિત્રમાં દમ તો કંઇ હોતો નથી. એથી આવે છે કંટાળો. ને પછી બગાસાં ! એના કરતાં એજ પડદા ઉપર નાટકનો પૂર્વ ઇતિહાસ અથવા ટુંક સાર મોટા અક્ષરે ચિતર્યો હોય તો ? દરેક પ્રવેશમાં ઉપરથી નીચે પાટીયાં ઉતારી તેમાં “ આવતે શનિવારે ફલાણો ખેલ ” તેને બદલે પ્રવેશના સ્થળ, સમય વગેરે મોટા અક્ષરે જણાવ્યા હોય તો ? અલબત્ત નાટકની ચોપડીઓ ઓછી ખપશે પણ સાથે ખાલી ખુરશીઓ પણ ઓછી રહેશે ને ? જે નાટક કંપની આ કિમીયાનો લાભ લે તેણે કૃપા કરી એક ટીકીટ કોમ્પ્લીમેન્ટરી મોકલી આપવી ! જે એક ખુરસી વધારે ભરાઈ તે ખરી !

*　　　　*　　　　*

અનેક સામાયિકો લેખોના ભુખ્યા ડાંસ જેવા હોય છે. અનેક મોટાઓના 'લેખ મેળવવા મિથ્યા ફાંફા મારે છે. એ મુશ્કેલી દુર કરવા એક મફત સલાહ આપું. એક લેખ ઘસડી કાઢી તેના લેખક તરીકે 'મ. ગાંધી' 'લોર્ડ રીડીંગ' 'કીંગ જ્યોર્જ' એમ છચોક નામ આપી દેવું છેક લેખની નીચે ફુટનોટમાં આમ લખવું:–

[ આ મહાપુરૂષ would–have–been લેખક છે. એટલે કે તેમણે આ લેખ લખ્યો તથી પરંતુ લખ્યો હોત તો ચોકસ આ પ્રમાણેજ લખત, તંત્રી ] !

*　　　　*　　　　*

બે મોટર એક એકની પાછળ સરખી ગતિએ જતી હોય ને જો પાછલી મોટર આગઆગલી મોટર સાથે અથડાય તો શું થાય ?

આ એક કલ્પિત સવાલ નથી, પરંતુ તા. ૧૬–૨–૨૭ ને રોજ મુંબઈમાં એક પૂછાયેલો સવાલ છે. આ કોયડો છોડનારને ઈનામમાં એક અધોળ તાજી અક્કલ !

*　　　　*　　　　*

M. A. B A. B. L. B. S. G. M. D. વગેરે ડીગ્રીઓના ગુજરાતી અક્ષરો ગુજરાતી વિદ્વાનોએ ક્યારે ક્યારે કરવા છે તેનો કોઇ વર્તારો ? Bachelor એટલે કુંવારો એ અર્થ શબ્દકોષમાં જોતાં "કા. કુ" એટલે કાયદામાં કુંવારો એ L L B. ને સ્થાને અને 'B. com' ને સ્થાને 'વ્યા. કુ' એમ સાચું ભાષાંતર કરીને નામની પા–

છળ ચોંટાડવા માંડયું હોય તો ? એ રીતેજ ગુજરાતી જીવનમાથી અંગ્રેજીની અસર આહિસ્તે કદમ નાબુદ કરી જકાશે !

*   *   *

વર્તમાનપત્ર અથવા કોઈ પણ સામાયિક પત્ર એટલે શું ? એની વ્યવસ્થા જાતજાતના માણસો પોતપોતાની રીતે કરે છે. સજ્જન કહેશે: "વર્તમાનપત્ર એટલે ખબરપત્રી, ભોમીઓ, ગુણગ્રાહક, સાહિત્ય પ્રચારક, હસાવી રમાડનાર, વિવાહ મંદિર, જાહેર સેવક, જાહેર શિક્ષક, ટીકાકાર વગેરે" અને તેને છેક છાપરે ચઢાવી કહેશે: "Press is a Power વીસમી સદીનો મશાલચી." દુર્જન કહેશે: "ટપાલી, પગી, દુબળો કાજી, ભાટ, ચારણ. વહીવંચો, ખુશામતીઓ. લઉવો, નારદ, કજીયા કરાવનાર, પેટભરો, પંતુજી, નિંદાખોર, પતંગીયું. ગાડું ખેંચનાર કુતરૂં. વિતંડાવાદ વધારનાર, ઝેર ફેલાવનાર " વગેરે વગેરે. કોઇ કહે છે કેટલાક 'Newspaper' ( વર્તમાનપત્ર ) છે. કેટલાક 'Viewspaper' ( વિચારપત્ર ) છે, કેટલાક 'Amuse Paper'( વિનોદપત્ર ) છે; બાકીના માટેનું વિશેષણ હું આપું: "Abuse Paper" વિતંડા–વાદ પત્ર બાકી બધા માનવા ! ટુંકામાં તેમને જાહેર બનાવોનો રોજમેળ રાખનાર મહેતો કહીએ તો ? પણ મને તો એક પત્ર એથી આગળ વધેલું જણાયું.

*   *   *

"રેતીમેં બંગલા બના દે કિશોરીલાલ" એ કાલીગડાની કરૂણ લીટીમાં એક ગુણિકા પ્રિયતમ પાસે અશકય

માગણી કરી રહી હતી. એ પ્રિયતમને થાણા જીલ્લામાં આવેલા નારગોળ નામના ગામડાના દરિઆ કિનારે તપાસ કરવાની સલાહ આપું છું. ત્યાં રેતીમાં બંગલા બંધાવેલા મેં સગી આંખે જોયા છે! અલબત્ત 'ભાડે આપવાનું છે' એવું પાટીયું ત્યાં જોવામાં આવ્યું નથી! પ્રિયતમને કદાચ એકાદો મોટો ચેક ફાડવો પડશે!

*　　　　*　　　　*

એક ભાગ પૃથ્વી ને ત્રણ ભાગ પાણી એ પ્રમાણે દરીઓ જોતાં જણાયું ત્યારે મને તો એમજ લાગ્યું કે પૃથ્વી ઘડતાં પ્રભુ પાસે કાચો માલ ( Materials ) વધી પડયો તે તેણે 'પાણીમાં નાખ્યો'! માણુસમાં એટલેજ ઓછું પાણી હશે ? !

*　　　　*　　　　*

માણુસને મોટર તરીકે કલ્પીએ તો તેનો જોડા એ 'ટાયર' ગણાશે. પણ વખતે ટાયર ફાટે એ ખ્હીકે જેમ મોટર પાછળ એક ફાજલ ટાયર બાંધવામાં આવે છે તેમ માણુસની પાછલી કમર પર બાંધેલો ત્રીજો જોડો કયાં ? ! યુરોપીઅનોમાં મોજાં બહુ ફાટતાં હોવાથી કરકસર માટે ત્રણ મોજાં ખરીદવાની હમણાં હમણાં ફેશન નીકળી છે એ શોધનો લાભ હવે જોડા ખરીદવામાં કેમ ન લેવાય ? મોજાં કરતાં જોડા રસ્તાની વધુ નિકટ હોવાથી વ્હેલાં ફાટે છે માટે ત્રીજો જોડો બગલમાં સાથે ફેરવવાની માણુસને હવે વધારે જરૂર છે!

*　　　　*　　　　*

ઈશ્વર વિચિત્ર છે એણે માણસને હાથ, પગ. કાન, આંખ, નસ્કોરાં, પાંસળીઓના સમૂહ, આંગળાના સમૂહ. અંગુઠા, એ બધાં બબ્બે નંગ આપ્યા ને માથું શું કામ એક આપ્યું હશે ? એક પણ અશક્ત થાય. ત્યારે spare part તરીકે બીજો પગ કામચલાઉ કામ આપે છે. એજ પ્રમાણે બીજા અંગો એક બીજાના spare parts છે. તો પછી માથું કોઇવાર હડતાલ પાડી બેસે ત્યારે ગળાના Attachable અને detachable કોલર જેવું માથું હોત તો રોજ રોજ એક પછી એક બીજું બ્રશથી સાફસુફ કરીને ધડ પર પહેરીને જવાત ને ? અલબત્ત એ રીતે બૈરાંઓ પાસે બે જીભ થાત, એક શરીર પરની ને બીજી ખીંટી પરની તો કંઇક મુશ્કેલી થાત ! તો પછી એકલા પુરૂષને માટેજ એ સગવડ ઈશ્વરે રાખી હોત તો ? મારા ધારવા પ્રમાણે સ્ત્રીને માથાથી ઘરકામ કરવાનું નહિ હોવાથી તેમના માથા પુરૂષોને આપી દીધા હોત તો પુરૂષો વધારે સારી માથાફોડ કરી શકત ને સ્ત્રીઓ તરફની માથાફોડ ઓછી થાત ! તમારો મત ? ( આપો તો માથામાંથી આપજો ! )

* * *

બાળપોથીમાં કવિતા છે "ચાલો ઉઠોને;" મને એ કવિની અક્કલ પર હસવું આવે છે. બાળકો પહેલે ચાલીને પછી ઉઠવા માંડે એનો શો અર્થ ? મારે મતે ' ઉઠો દોડોને' એમ વધારે સારૂં લાગે છે. !

* * *

ગુજરાતી ભાષામાં 'ખાલી' શબ્દ "ફક્ત" 'માત્ર' ના અર્થમાં વપરાય છે. કોઇ વખત 'નકામી' એ અર્થમાં પણ વપરાય છે. પરંતુ કોઇ ભાષાભૂલ્યા હોટલવાળાને ત્યાં જઇ "ખાલી ત્રણ કપ ચાહ" એમ ઓર્ડર આપ્યો હોય તો શું થાય ( તો ચાહ આવે, બીજું શું વળી ? )

*　　　　*　　　　*

મચ્છર ઉડાડવા લોકો લોબાન બાળીને ધુપ કરે છે. મને તો મુંબઇમાં ઉંઘ નામનો મચ્છર ઉડાડવા લોકો (પ્રાઇમસના ) ઘાસલેટ બાળતાં જણાયા ! જ્યારે પ્રાઇમસ ' છુસ' મારી જાય ત્યારે જે ધુમાડો નીકળે છે તે આબાદ ધુપ જેવો નથી શું ?

*　　　　*　　　　*

એક 'પરિક્ષા' એ નાના છોકરાની રમત જેવું લાગે છે અને પરિક્ષકો તદ્દન અભણ માણસોની માતા હોય તેવું લાગે છે ! જુઓને ભૂગોળની પરિક્ષા લેતાં એ લોકો "મુંબઇ ક્યાં આવ્યું" એવા અક્કલ વગરના એક ગામડીઆ કે નાદાન બાળકની માફક તો સવાલો પુછે છે ! મુંબઈ ક્યાં આવ્યું એની જો એમને ખબર હોત તો તેઓ આવા સવાલો પૂછે ખરા ? વળી તેનો જવાબ પણ સમજાવીને લખવો પડે તો ! એવા અણસમજુ જેને મુંબઇ ક્યાં આવ્યું તેની પણ ખબર નથી એવાઓને શું જોઈને પરિક્ષકો નીમવામાં આવતા હશે ?

*　　　　*　　　　*

"અમારા ખાંપણ લાકડા અને મરણનો સામાન એટલો સરસ માલ છે કે તમે એકજ વાર વાપરવાથી એટલા બધા સંતોષ પામશો કે તરતજ બીજો ઓર્ડર મોકલી આપવાનું

તમને મન થશે !" આવી એક જાહેરખબર જો છાપામાં આવે તો મને ખાત્રી છે કે તે વેપારીનો ધંધો આબાદ થઈ જશે !

*  *  *

રા. મસ્તફકીરે એકવાર એક ઘણો સરસ હાસ્યનો પ્રસંગ કહ્યો તેમણે વાર્તા કરતા કહ્યું કેઃ—

"એક ગરીબ ભોળી પત્ની પતિને એક રૂપીઆનો હિસાબ લખાવતી હતી. 'લખો એક પૈસાની કોથમરી એક પૈસાના હાતણ. એક પૈસાના મરચા ને........ને....ચૌદ આના પરચુરણ " આ બાઈએ બાકીના સવા આનાનો હિસાબ નહિ આપેલો તે કયા ખાતે લખવા તે માટે પતિ માથું ખંજવાળતો હશે !

*  *  *

કોઈને માન આપવાની સભામાં સત્કાર સમિતિનો પ્રમુખ જ્યારે બોલતો હોય છે કેઃ

" અમે એમને બીજું તો શું આપી શકીએ ?

છેવટ આ ફુલ નહિ ને ફુલની પાંખડી....એ વખતે ફુલની પાંખડીને બદલે તેમના હાથમાં ખરી રીતે ફુલનો હાર હોય છે !

\+  \+  \+

## એની કોશીષની કીંમત કેટલી ?

નં. ૧, મેં પરિક્ષા પાસ કરવા દિવસ ને રાત કોશીષ કરી ત્યારે હું નિષ્ફળ થયો ?

નં. ૨ ત્યારે પાસ કેવા રીતે થયા ?

નં. ૧ બીજે વર્ષે કોશીશ ન કરી એટલે !

*  *  *

જાહેર ખબરોમાં લખાય છે "જોવું મફત છે." પણ જાહેર ખબર પોતેજ ક્યાં મફત જોવાય છે કે વંચાય છે? એક છાપાના ૧૬ પાના હોય તો તેમા ૮ પાના જાહેર ખબરના જરૂર હોવાના. અને તેની કીંમત એક આનો હોય તો જાહેર ખબર માટેજ અડધો આનો ખર્ચેલો ન ગણાય જે રીતે છાપાવાળાઓ છાપામાં જાહેર ખબરો ખડકે તે રીત જોતાં હવે વખત આવ્યો છે કે વાંચકોએ છાપાઓમાં જાહેર ખબરો વાંચવાની, જાહેર ખબરવાળાં છાપાં વાંચવાની ઘસીને ના પાડવી જોઈએ! એટલે કે તેવા છાપાઓની સામે બંડ જગાવવું જોઈએ. પહેલો મોરચો એવી રીતે માંડવો કે "આ અંકના પાના ૫૦ કીંમત ૧।। આનો" એવું જે છાપાં પર લખ્યું હોય તેમાંની જાહેર ખબરના પાના ગણી જોવાને તે જો ૨૫ થાય તો હિસાબે ০।।। આનો ફેરીઆને પકડાવવો. તે ત્રણ પૈસા લેવાની ના પાડે તો આપણે ૫૦ પાના લેવાની ના પાડવી!

*　　　　*　　　　*



આપઘાત મહાત્મ્ય.

કાયદાની પરિક્ષમાં એક વાર એક સવાલ પુછાયેલો કે:

"એવું કયું કાર્ય છે જે પોતે ગુન્હો નથી. પરંતુ જે કરવા માટે પ્રયત્ન કરવો તે પ્રયત્ન ગુન્હો છે અને સજાને પાત્ર છે?"

આ પરિક્ષામાં જેટલાં છોકરાં પાસ થયેલા તેમણે લખેલું "આપઘાત" ને બીજાઓએ તેનો જવાબ આપવાનો પ્રયત્નજ ન કર્યો તે ગુન્હો લેખાવાને લીધે તેમને 'નપાસ' ની સજા કરવામાં આવી ! આ પાછલા છોકરાંઓએ પરીક્ષકીય 'આપઘાત' કર્યો એમજ કહેવાય !

એકવાર વાઇસરૉય સાહેબે રાજ્યદ્વારી બાબતમાં કોઇ એવું જાહેરનામું બ્હાર પાડયુ કે દેશબંધુ દાસના 'ફોરવર્ડ' નામના પત્રમા 'વાઇસરૉયનો રાજ્યદ્વારી આપઘાત' એ મથાળા નીચે તેના પર ટીકા થઇ !

એક માણુસ પોતાના પુત્ર માટે આવેલા માગાંને પાછું વાળે તો તે સામાજીક આપઘાત કહેવાશે.

એક ભાઇ પોતાની વહુની વકીલાત કરી બીજા ભાઇને જુદો કાઢે કે એક સાસુ એક વહુથી ન ધરાતાં પોતાના એકના એક પુત્ર માટે બીજી વહુ લાવે તો તે કૌટુંમ્બિક આપઘાત ગણાશે.

છેલ્લે શારીરિક આપઘાત તો જગજાહેર છે અને તેને આશરે સેંકડો માણુસોને જતાં આપણે જોઇએ છીએ, સાંભળીયે છીએ અને વાંચીએ છીએ. ખમીસમાં સોનાનાં બટન હોય, વહુ પાસે હજારેકનું સ્ત્રીધન હોય ને વેપારમાં ૩૦૦ ૪૦૦ની ખોટ જતાં તે માટે કોર્ટનું હુકમનામુ થતાં તરત જ એક તોલો અફીણ લાવી, ગટગટાવીને ગોદડું ઓઢીને સૂઇ જનારા 'આબરૂદાર' વેપારીઓ બને છે ! બાપાએ બીડી પીવા માટે ઠપકો આપ્યો હોય તો નદીમાં પડતું મુકનારા સપુતો જન્મે છે ! પતિએ ગૃહ કાર્યમાં બેદરકારી

માટે કે બચ્ચાંને ચોંટીઓ ભરવા માટે જરા તમાચો માર્યો હોય તો ઘાસ્લેટ છાંટીને શરીર સળગાવી મૂકનારી પત્નીઓ નીકળી પડે છે! પરિક્ષામાં નપાસ થયા કે એક નોકરી ચાલી ગઇ તો ગળે દોરડું બાંધીને કે ટ્રેનના પાટા પર સૂઇ જઈને 'અરે, જીવ અંહીથી નીકળે છે કે નહિ' એવો આગ્રહ કરનારા જુવાનીઆઓ પણ આ જગત્‌માં આપઘાતની રાહ જોતાં જીવતા જણાય છે! છેવટ કોઇ પુરૂષ સાથે કે કોઈ સ્ત્રી સાથે લગન કોઇ છોકરી છોકરાથી ન બન્યું કે તરતજ પલંગ નીચેની કટાયલી પીસ્તોલ કાઢી કાચમાં જોઈને કપાળ તરફ તાકનાર ગોરા પ્રેમીઓ પણ યુરોપમાં ઓછા નથી!

દુનીઆ ભલે ને આ કાર્યને છોકરવાદી કહે, કાયદો ભલે ને તેના પ્રયત્નને ગેરકાયદેસર ગણે, પરંતુ આટલા બધા માણસો એ આપઘાતનો લાભ લેતા હોવાથી મને તો લાગે છે કે કંઇ બધા મૂર્ખા નહિ હોય; પરંતુ આપઘાતમાં જરૂર કંઇ ને કંઈ મહાત્મ્ય હોવું જોઈએ! આપઘાતમાં એવો તે શું લાડવો દાટયો હોય છે કે આટલા બધા તે ખાવા માટે આટલી બધી પડાપડી કરતા હશે? એ વિષે તપાસ કરતાં મને કંઇક જાણવા જેવું જણાયું,

સૌથી પહેલાં તો જેટલા માણસો આપઘાત કરે છે તે બધા ઉતાવળીયા હોવાથી મને તો તેમના મગજમાંજ કયાંક ખામી લાગે છે! કોઇક દુ:ખને લીધે તેમની નાજુક લાગણી ભલેને ચીભડાં માફક છુંદાઈ ગઈ હોય, તેમણે મગજ વાપરીને બ્હાર નીકળવા માટે ઘોડે ચડેલા

જીવ પર જરા સંયમ રાખી આવાં ગંભીર કામ તદ્દન ધીરજથી પતાવવાં જોઇએ! આપઘાત કરવામાં એક પ્રેમી માણુસે કેટલી બધી ધીરજ રાખેલી તે દાખલો લેવા લાયક છે.

તે માણુસે પોતાની ખૂબ જાડી માશુક પાસે ઘુંટણે પડીને કહ્યું કેઃ—

"વ્હાલી! મને પરણુવા હા પાડ, નહિ તો હું મરી જઇશ" તે બૈરીએ ના પાડી.

આશક ઘુંટણેથી ઉઠી ગયો ને જાડી માશુક હસતી રહી. ૭૫ વર્ષ પછી તે માણુસ મરી ગયો!

આ વાતો બતાવે છે કે તે માણુસે અલબત્ત મરી બતાવ્યું, પણ તેમાં તેણે જરા પણુ ઉતાવળ ન કરતાં, ૭૫ વર્ષ સુધી મરવાનો અખતરો લંબાવ્યો તે ખરેખર ધન્યવાદને પાત્ર છે! હું પણ એજ કહેવા માગું છું કે કે આપઘાત એવો કરવો જોઇએ, કે જેનો પ્રયોગ ઓછામાં ઓછા ૩૫—૪૦ વર્ષ સુધી અને વધુમાં વધુ ૧૦૦—૧૨૫ વર્ષ સુધી લંબાવો જોઇએ! આવા ધીરજથી કરેલા આપઘાતમાં એક મોટામાં મોટો ફાયદો એ છે કે કાયદો તેને સજા કરી શકતો નથી! પેલો ઉતાવળો આપઘાત કહેવાય; આ ધીમા આપઘાતમાં બીજો એક મોટો ફાયદો છે તે તો ખાસ વિચારવા જેવો છે.

પેલા ઉતાવળા આપઘાતમા મરી જવા માટે અનેક સાધનો લાવવાં પડે છે, અથવા શોધવા જવું પડે છે. જેમકે કેટલાકો અફીણુ પીએ છે; કેટલાકો ઝેરી એસીડો લાવે છે;

કેટલાકો દેશી ઝેરો જેવાં કે સોમલ, વછનાગ, ઝેરકોચલા વગેરે વાપરે છે; કેટલાકો ગળે સાપ વીંટાળવાને બદલે સડેલું દોરડું કે ફાટેલું ધોતીયું વીંટાળી ટુંપો ખાય છે; કેટલાકો શાક સમારવાનો ચપ્પુ પેટમાં હુલાવી દે છે; કેટલાકો દરીઓ, નદી કે તળાવમાં, તરતાં ન આવડતું હોય તોજ પડતું મેલે છે; કેટલાકો રેલગાડી કે મોટરગાડી કે ટ્રામગાડી આવતી હોય ત્યારે તેમાં બેસીને બે ઘડી મોજ કરવાને બદલે તેના માર્ગમાં ભૂસ્કો મારે છે; કેટલાકો પીસ્તોલથી ફટાકડા ફોડવાને બદલે પોતાનું લમણું, છાતી કે પેટ વીંધે છે. કેટલાકો ઘાસ્લેટનો શીસો શરીરપર ઉંધો વાળી તેના પર દીવાસળી ચાંપે છે. વિગેરે.

આપઘાત કરવા માટે ઉપરનાં સાધનો વપરાય છે. કેટલાક જુના જમાનાનાં છે અને કેટલાકોમાં વિજ્ઞાને માથું મારી નવી શોધો કરી આપી છે, પણ આપઘાત કરવાનાં એ બધાં સાધનોમાં આપણે જોયું તેમ કંઇને કંઇ ખરચ અથવા તકલીફ રહેલી છે. હીરો ચુસીને આપઘાત કરવામાં આવે છે. એ પ્રયોગમાં ‘હીરા’ લાવવા જેટલા પૈસાજ હોય તો હું ધારૂં છું કે આપઘાત કરવાની જરૂરજ ન પડે! રૂપીઆનું અફીણ લાવીને પીવું તેના કરતા તે રૂપીઆથી ‘ઝેરી પ્યાલી’નો ખેલ સેકંડ કલાસમાં બેસીને જોયો હોય તો રૂપીઓ વધારે સારી રીતે વાપર્યો કહેવાય. દાઢી બોડવા માટે અસ્ત્રો ખરીદતી વેળા સેફ્ટી રેઝરજ લીધો હોત તો પેલું ગળું કદી ન કપાત! તેને બદલે ચપ્પુ જેવો અસ્ત્રો લેવાથી અને તે વડે આપઘાત કરવાથી એક રૂપીઓ પાણી-

માં જાય છે એ દેખીતી ખોટ છે ! જ્યારે રેલગાડી કે જળાશયો શોધવામાં ટાંગા તોડતાં જવું પડે એ તકલીફ તો જેણે આપઘાત કર્યો હોય તેજ જાણે ! વળી તેમાં આખું શરીર ગુમ થઇ જવાનો દેખીતો સંભવ, એટલે મરનારે 'ફલાણા દુખથી આપઘાટ કર્યો છે' એવી જે જગતમાં જાહેર ખબર કરવાની મુખ્ય જરૂર હોય છે તેતો ફેલાઇ શકતી નથી. ફેલાય છતાં કોઇ માની શકતું નથી આ પ્રમાણે ઉતાવળાં આપઘાત કરવામાં અનેક સંકટો. કેટલું ખોટું ખર્ચ અને તકલીફો હોય છે, પરંતુ ધીમાં આપઘાતમાં મુખ્ય ફાયદો એ છે કે તેમાં એક પાઇનો પણ ખર્ચ નહીં એક રેતીના કણ જેટલી પણ તકલીફ નહિ. બસ કુદરતને પોતાને મારી નાંખવા માટે એક કાગળ લખી મોકલીને ૨૫ ૫૦ વર્ષ રાહ જોવાથી તેનો સીપાઇ પોતાની મેળે આવીને જીવ કાઢી જાય છે ! આ પ્રમાણે કુદરત રૂપી જલ્લાદ પાસે જેહાદ કરીને ધીમે રહીને મરવાથી તેમજ મ્યુનીસીપાલીટીને મ્હોતનો ટેકો આપતા જવાથી 'સૌ સારૂં જેનું છેવટ સારૂં' આવીને ઉભું રહે છે !

એ પ્રમાણે કુદરતને ખબર મોકલવાની ઇચ્છા ન હોય તો ધીમે રહીને મરવાનો એક બીજો માર્ગ છે. તે એ કે જ્યારે પણ જીંદગીમાં એવા સંજોગો આવે, જે વખતે આપણને આપઘાત કરવાની ઇચ્છા ૧૦૦ ડીગ્રીથી વધી જાય ત્યારે આવાં સાધનો દ્વારા ધાર્યું કરવું:-

૧) ચાહના કપ પીવાની ટેવ ઘટાડવી, જેથી દહાડે દહાડે શરીર ચાહ વગર તરફડીઆં મારી મારીને મરવા પડે !

૨) ઊંઘ ઘટાડવી પરિણામ ઉપર પ્રમાણે.

૩) ઉદ્યોગી થવું, જેથી વધુ મહેનતને લીધે શરીરના હાલ ઉપર પ્રમાણે.

૪) જ્ઞાન વધારવું, જેથી કરી અતિજ્ઞાનનો અપચો થાય ને અપચાને લીધે તબીયત બગડે ને પછી ધાર્યું થાય.

૫) સત્ય બોલવું, જેથી કરી અસત્ય ખીજાઇ ઉઠીને આપણા પ્રાણ લેવા તૈયાર થાય.

૬) જગત પર માયામમતા વધારે રાખવી, જેથી કરી માયામમતાનો સ્ટૉક જલ્દી ખલાસ થાય ને તે સાથેજ જીવ પણ ચાલતો થાય.

૭) દેશસેવા, સમાજસેવા અને સાહિત્ય સેવામાં ભાગ લેવો, જેથી કરી સેવાની વેદિ આપણો કોઈક દિવસ ભોગ લઈ શકે.

મારે મતે આપઘાત કરવાના આ નવા સાત સાધનો સૌથી શ્રેષ્ઠ છે અને જગત જો તેનો લાભ છુટથી લે તો એક વખત એવો આવશે કે કાયદામાં આવાં સાધનો દ્વારા આપઘાત કરવા માટે સજા નહિ, પણ 'પહેલું ઈનામ રૂા. ૧ લાખ. બીજું ઈનામ રૂા. ૩ લાખ ને પછી કુલ એક હજાર ઈનામો દરેક રૂપીઆ પાંચ લાખનાં' એ પ્રમાણે ઈનામો અપાશે!



